‘નવરંગ’ના ત્રીજાં સાલની ભેટ.

# આઈરીન.

ઇંગ્રેજી સંસારની એક વારતા.

( ઇંગ્રેજી ઉપરથી )

બનાવનારઃ—“MAVIS.”

આ પુસ્તક મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ મુંબઈ, કોટ બજારગેટ સ્ત્રીટ, નં૦ ૭૫, મધે આવેલાં નવરંગ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે અને ત્યાંથીજ પ્રગટ કર્યું છે.



ઈ. સ. ૧૯૧૭.

કીંમત રૂ. ૨॥

" The world of Spirits, of Idea, of Arts, of the Crafts, of Literature, of the Drama, of Science, of Nature all of this Call to men and happy are those who hear and are able to follow."

" This life of ours is a wild æolian harp of many a joyous strain,

But under them all there runs a loud perpetual wail, as of Soul's in pain.

All through life there are wayside inns, where man may refresh his Soul from care;

Even the lowests may quenclr his thirst at rivulets fed by literature and bear."

# અમારી પેહેલી ભેટ.



'નવરંગ' માસિકના વધારા અને આબાદી અર્થે ગયા ઑગષ્ટ માસમાં આ ચાલતાં નવાં વરસથી એક ભેટનું પુસ્તક વાંચનારાં મેહેરબાનોને તમામ મુફ્ત ભેટ કરવાનો વિચાર અમને આવ્યો, મગર તેમ કરવું હાલની કાગળની ભયંકર મોંઘવારી તરફ જોતાં તદ્દન ન પાલવે એવું જોઈ નવરંગના લવાજમમાં નજીવો વધારો કરવાનું અમોએ યથાર્થ ધાર્યું, અને તે વધારો એક પણ બબડાત વગર નવરંગના સદાના મેહેરબાન વખાણનારાઓએ કબુલ રાખ્યો, અને પરીણામમાં આજનું તમારા હાથમાં મુકાયલું 'નવરંગ'ના ત્રીજાં સાલનું પ્રથમ ભેટનું વાલ્યુમ છે.

એમાં સમાયલી સુંદર વારતા માટે અમો અમારાં ચંચલ લેખક બેહેન માવીસના ખાસ કરીને આભારી છઈએ. બહુજ ટુંક વખતમાં, અમારી અર્જને એકે બોલે માન આપીને એ લાયકીવાલાં બેહેને એ વારતા પોતાની કાબેલ કલમથી લખી આપી છે, જે વાંચનારાં સજ્જનોની પસંદગી પાત્ર નીવડશે એવી અમને ઉમીદ છે.

અરદેશર ખરશેદજી દેશાઈ

અધીપતી અને માલેક,

નવરંગ.

૧૨-૧૨-૧૭.

# દીબાચો.

ગુજરાતી સાહીત્યના શોખીનોની હજુરમાં આ માહરૂં નાનકડું પુસ્તક ધરતાં બે બોલ ખુલાસાનાં લખવાનું યોગ્ય ધારૂં છું.

આ માહરી નાકેશ કલમનું પેહેલુંજ પુસ્તક બહાર પડે છે. અને તે ઉપર વાંચનારી આલમ નુકતેચીનીની આંખે નહીં પણ મેહેરબાનીની અને નાખતીની નજરથી જોઈ મને ઉતેજન આપશે એવી હું આશા રાખું છું.

આ આગમચ માહરી ટુંકી ટુંકી વારતાઓ લોક માનીતાં 'ફુરસદ' અને ટુંક વખતમાં લોક પ્રસંશા પામેલાં 'નવરંગ' ચોપાન્યાંઓમાં ઘણી આવી ગઇ છે; પણ મોટી વારતાનાં પુસ્તક રૂપે તો આ માહરી પહેલીજ કોશેશ હોવાથી એમાં બેશક ભુલચુક ઘણી હશે, અને વાંચકવર્ગ તે વાસ્તે મને મોટાં દિલથી દરગુજર કરશે.

માહરી આ વારતા મેં માહરા મરહુંમ મુરબીજી વ્હાલા બાવાજીને અર્પણ કીધી છે અને તેમ કરી શોકાતુર સંતોષ મેં મેલવ્યો છે, એ મેં માહરી તે મરનાર વ્હાલા તરફની નાકેશ ફરજ બજાવી છે, અને અમારા નેક પીતાનું અમો ભેગું વ્હાલ કેટલું ઉંડું અને અફાગ હતું તેનો એક ઝાંખો ખ્યાલ આપવાની મેં માહરી ગરીબ શકિત મુજબ કોશેશ કીધી છે.

હવે ટુંકું કરતાં! માહરા જેવી બીનઅનુભવી પાસે પોતાનાં પહેલાં ભેટનાં પુસ્તકની વારતા લખાવીને અર્પણનો હક આપીને માહરા મરહુંમ મુરબીજી વ્હાલા બાવાજીની દુઃખી યાદગારી કાયમ રાખવાની જે ટક મને મેલવી આપી છે તે માટે હું 'નવરંગના મેહેરબાન અધીપતીનો ઘણો આભાર માનું છું.

"**Mavis.**"

# "વાહલા ઓ બાપ !"*



અંધકારનાં ઓળા જ્યાર ફેલાયછ ચોપાસ,
ને જગત જ્યાર કરે છે મધુર્યો ખાણ;
ત્યાં એકાંતમાં ઝળઝળિયાં જેવા ઉજાસ-
માં ઉભેલા જોઉંછ તમને, વ્હાલા ઓ બાપ !

(૨.)

સ્પર્ષ તમનો લાગી, કંઇ લાગણી બેહાર-
એખલાં અટુલાં આ જીગરમાં થાયછ,
દીસોછ મને સમજાવતા, કરીને પ્યાર-
કે "નથી તે ખોહવાયલાં, હયાંથી જે જાયછ!"

(૩.)

ને પાછી, કંઇ એવોજ હું કરૂંછ વિચાર,
કે નિરાંતે હયાંજ તમો પોહડેલા છો;
નથી મને છોડી કંઇ થયલા ફરાર,
પણ માહરી રૂબરૂમાંજ સુતેલા છો !

(૪.)

અને અમર રોશનીથી લાગેછ ભરપુર
તે ઓરડો; કે જ્યાં તમે કીધો આરામ;
હું વિચારૂંછ, આવશે એક દિવસ જરૂર,
જ્યાર હર્ષીત કદમ હું પણ પુગીશ તમ ઠામ !

(૫.)

ને આવે જો મુજ કાજે તેવો સમય,
તો પગ દાબી કેવી જો દાખલ હું થાઉ !
પણ મને લાગે છે એવોજ કંઇ ભય—
કે રખે તમ આરામમાં ખલલ મચાઉં !

(૬.)

ના, તેની લેવશ હું પુરતી સંભાલ,
કે મુજ વ્હાલા પિતા ન પામે ખલલ;
અણદીઠું રેડીશ મુંજ જીગરનું વ્હાલ,
ને છેડીશ નહી શાંત તમની ઉંઘનો અમલ.

(૭.)

તેથીજ એ હાલતમાં જ્યારે કે હોઉ,
રડી નથી શકતી, ઓ વ્હાલા પિદર!
'ગુલ' તમની બેટી થઇ—ત્યારે જો રોઉ,
તો રંજીદા થાય કદાચ તમનું જીગર !"

---

* આ કવિતા માહરા મુરબીજીનાં બેહેસ્ત પામવા પછીથી મેં ખાસ રચીને અત્રેનાં લોકમાનીતાં 'ફુરસદ' માં પ્રગટ થવા સારૂં મોકલી હતી ને તે માસીકનાં મેહરબાન અધીપતીએ ઘણી ખુશીની સાથે પ્રગટ કરી માહરા મુરબીજી માટેની માહરી લાગણીને બહુજ માયાકુલ ઇનસાફ આપ્યો હતો, અને તેજ 'નવરંગ' માસીકના અધીપતીની તેવીજ માયાલુ રજાથી આ પુસ્તકમાં એમની એમ ઉતારી લેવાની હું રજા લઉં છું.

"Mavis."

# અર્પણ.

માહરા મરહુમ મુરબ્બી વ્હાલા બાવાજી
કે જેઓએ
અત્યંત હેતથી સદા પોતાનાં વ્હાલાંઓનાં સુખ સારૂં જેહમત
અને રંજ ઉઠાવવામાં કદી કચાસ કીધેલી મેં જાણી નથી,
અને
જે હેતવંતા પીતાજીને મેં હજારો ઘણા હેતવંતા
સદા જાણેલા અને માનેલા છે,
તેઓ તરફનાં માહરાં અત્યંત માન અને
સાચ્ચાં હેતની એક ઈધાણીમાં,
એક પીતાનું વ્હાલ
કેટલું બધું ઉંડું ને નિખાલેસ હોઈ શકે છે તે બતાવતું
આ માહરી પેહેલી કોશેશનું નાહનકડું પુસ્તક,
એ માહરા પુજ્ય પીતાજીને પોતાની જીંદગીની વસંતમાંજ
જાલીમ મોહતે
તા૦ ૧૬ મી જાનેવારી ૧૯૧૪.
ની બપોરે પોતાનાં વ્હાલાંઓથી સદાનાં અલગ કીધા તે
માટેની માહરી ભારી ગમખારી વચ્ચે
ઘણાં દર્દમંદ દિલે અર્પણ કરૂં છું

ગોવાલીઆ ટેન્ક રોડ — દુઃખી બેટી ગુલ.

તા૦ ૧-૧૨-૧૯૧૭.

# આઇરીન.

## એક વારતા.

### પ્રકરણ ૧ લું.

"પેલા મરદે ટીકીટો વેચતી લેવાની હીંમત કીધી—માહરી પર ફુલ મોકલવાની બી હીંમત કીધી! ઓ, કેવું ઇન્સલ્ટ!" કૉન્સર્ટ પ્લૅટફૉર્મની સામેનાં દરવાજામાં ગુંછલું થઇને ઉભેલા મરદોમાં, તે ઉંચો, ડાર્ક મરદ, જેને તે બાળાનાં હાથમાંથી સરી પડેલા પ્રોગ્રામસ તેણીને ઉંચકી આપ્યાં હતાં તેની પર નજર પડતાં તે બાળકી આઇરીનના ભેજાં-માંથી વિચારો પસાર થઇ ગયા. મગર કોઇક રીતે તે વિચારો લેડી મોડથી છુપાવાની તેને જરૂર લાગી.

આઇરીનને જાહેર ગાનારી તરીકે આગલ પાડવા ખાસ ભલી લેડી લીડસ્ટૉન તરફથી ઉભો કરવામાં આવેલો તે એક કૉન્સર્ટ હતો.

આ પહેલી જાહેરાત આઇરીનને મન કેવી કડવાસ ભરી હતી! તેને ગોર કીધો કે કોઇ બી મરદ તેણી સાથ હવે વાત કરી શકે કે ફુલો મોકલી શકે; તે હવે વધુ વાર ખાનગી આસામી નહી હતી, પણ સાર્વજનિક જાહેર ગાનારી હતી. પછી તેને પોતાને શાંત કીધી.

"એક સાદી ફરજ તે એક સાદી ફરજ છે," તેને પોતાનાં મનને મનાવતાં, અર્લ લીડસ્ટૉને દેશાવર તેઓ હતાં તાંહાં તેઓનાં પૈસા ટકા બાબેની ખાનાખરાબી જાહેર કરવા અને તેજ વખત પોતાની મદદની ઑફર કરવા આવ્યો હતો તે વખતે તે ભલા સખ્શ સાથ થયલી વાતચીત સંભારી જેને તેમા તે કહેવાતાં માય બાપ તરફની તેની છુપી કરજદારી જણાવ્યા વગર, તેની વિધવા માતા તરફની ફરજ ઘણી મજબુત રીતે દર્શાવી હતી. "હું કેવી એકલપેતી છેઉં કે માહરી પોતાની લાગણીનોજ વિચાર કર્યા કરૂંછ તેને બદલ માહરે સઉથી સરસ રીતે ગાવું જોઇએ એજ ખ્યાલ કરવો ઘટે."

તે સુંદરીની ભેદાયલી લાગણીએ તેને ઠીક મદદ કીધી—તેને મનપર કાબુ મેળવવાની સખ્ત જેહેમત ખેંચાવી જેથી તે પોતે પોતાને વિસરી ગઇ. તેણે બીજા ગાનારાઓને પ્લેટફૉર્મ પર આવતાં ને જતાં જોયા, અને જયારે પ્રોફેસર તેણીને ગાવા સારૂં લઇ જવા આવ્યો ત્યારે તેને શાંતીથી પોતાનો હાથ તેનામાં મુકયો ને સરભોગ તેની સાથ પ્લેટફૉર્મ પર ગઇ.

શાંત રહેવા ને ખામોશી અખત્યાર કરવા તેણીનું એરિસ્ટોક્રેટીક ઓડીએન્સ પુરતું કેલવાયલું હતું, મગર તે

તારૂણીનો સીધો, પતલો ને ઉંચો આકાર પ્લેટફોર્મ પર આવીને ખડો થતાં ઉશકેરણીનો એક ગણગણાત શ્રોતાજનોમાંથી ખુલ્લો સમજાવવા લાગો. તે સુંદરી આઇરીન, પ્રીક્કા બ્લુ રેશમી ફ્રોકમાં સજ થયલી, ચહેરામાં સેજ લાલ થયલી, સફેદ બરફ જેવાં પાપણ હેઠે છુપાયલી ચમકારા મારતી આંખ્યો સાથ, પોતાનાં સુંદર માથાંને સેજ નમાવીને પોતાની શાહજાદીને છાજતી ખુબસુરતીમાં ખડી હતી.

આઈરીનનો રાગ-નિખાલેસ ને મીઠો હતો, અને તે સુરીલો નાદ સાંભલનારાઓ પર ઉંડી અસર ઉપજાવવાની શકતી ધરાવતો હતો. તેણીનો તે નવો વખાણનાર જેની 'હૉબી' સંગીત હતું, તેના આખાં તનબદનમાંથી, તે સુંદરીના ગલાંમાંથી બહાર પડતું મધુરૂં ગાનું શ્રવણ કરતાં ખુશાલીની એક ઝણઝણાત ભરી લાગણી પસાર ગઇ-એક નવુંજ સેન્ઝેશન તેને થવા લાગુ. જો તેને હાથમાં પ્રોગ્રામ સાથે લગભગ ગાડી તલે આવી જતી તે છોકરીને સઉથી ખુબસુરત અને તેણીની જાતીની સઉથી નિખાલેસ ધારી હોય તો, તેને લાગું કે તેણીનો રાગ-તેણીની તે ગાયનની ખુદાઈ બક્ષેસ-તેણીના પોતાના કરતાં બી અમુલ્ય સુંદરતા ને મીઠાસ ધરાવતો હતો.

"એ કોણ છે? એ કેમ એક મીસ આરીન સનો થઇ? અવાજ તો ઈંગ્લીશ કરતાં ઇટાલીયન વધુ લાગેછ," તે ગાનું સમજતાં તે જવાન વિચારવા લાગો. તેને તરતજ તેણીને લગતું જાણવા, અને પોતાનો તે નિરદોષ-બાળાનો છુપો મદદગાર બનાવવાનો મનમાં પકકો વિચાર

કરી લીધો. તેને એકજ નજરમાં જોઈ લીધું કે તે સુંદરી મગરૂર હતી, અને ખાસ અગત ધરાવતા બનાવ સીવાય કોઇનીબી મુરબ્બીગીરીથી મનમાં માઠું લઈ જાય તેવી હતી. તે ઘણા ખરાં આર્ટિસ્ટોને પીછાનતો હતો, લગભગ દરેકને તેણી સાથ ઓલખાન પાડીને પોતાથી બનતું કરીને તેણી-નામાં કાલજી ધરાવતો થવા જોગા આગલ્ર પગલાં ભરવા તેને મનસુબો કરી લીધો.

તેના વિચારો ખુશાલીને શાબાશીનો ગણુગણાત થઈ રહેતાં અટક્ષ ગયા, જે પછી હાજર રહેલાંઓનાં તાલીના ગગડાટે તે મકાંન ધમધમી રહયું. પછી તે મનોહર આકાર ચાલી ગયો. તે તારૂણી આઇરીન, એક દમામદાર નમન પછી, ઘંભીરાઇથી પ્લેટફોર્મની હેઠે ઉતરી અને નજરથી ગુમ થઇ ગઈ.

"આપણે એને પાછી તેડવી જોઇએ," બાજુમાં ઉભેલો એક ફ્રેન્ડ-જે એક રોજીંદાં આગેવાન પેપરનો ટીકાકાર હતો-તેને ઠેસ મારતાં તે અણજાણ્યાએ કહયું.

"ખચ્ચીતજ," તેને જવાબ કર્યો. "એ બેશક ઘણી સારી આશા આપેછ. જોકે સ્ટેજની ભભુકી રોશનીમાં ટકી શકશે કે તે એક દીગર સવાલ છે." બીજા હાજર રહેલા મરદોની ભેગી કોશેશથી આઈરીનને પાછી પ્લેટફોર્મ પર તેડીને આભારમાં ફક્ટ નમન કરાવાજ તેઓ નસીબવંત નીવડયા, તે ઉંચો મરદ તે પછીથી ફરયો, અને પોતાનાં તે પેપરવાલા દોસ્તને બહાર કારીડારમાં ખેંચી ગયો.

"અહી જો, જોનસન! તું સ્ટેજ વાસ્તે બોલીને શું કહેવા માંગેછ? હું ખાતરીથી માનુંછ કે એ છોકરી સ્વપને બી એક પબ્લીક સ્ટેજપર ગાવા જવાનો એવો વિચાર નહી કરે!" તે બોલ્યો.

મી૦ જોનસને તે જવાનનો જુસ્સો જોતો જરા ગુંચવઇને તેની તરફ જોયું.

"હું ધારૂંછ કે તું ભુલેછ. મેં માહુરા વડા તરફથી સમજ્યું, જે લોર્ડ લીડસ્ટૅનનો એક મીત્ર છે, કે એ છોકરી ઑપેરા વાસ્તે કોશેશ કરનાર છે. જો કે પબ્લીક ઑપેરામાં એ ફ-તેહમંદ ઉતરશે કે તે એક બીજો સવાલ છે.

કોઇક રીતે આ શાહુજાદીના તોરવાલી જવાન રૂપસુંદરીને સ્ટેજપર બધાં પ્યાર કરે ને ટીકે એ વિચાર તે હેરોલ્ડ બ્રાઉનને ઘણોજ નાપસંદ હતો, જે પોતાનાં અંગત મીત્ર મંડલમાં મરદ ને ઓરતના દરજ્જા માટે કંઇ અજબ જેવી હદ સુધીના સખ્ત ખ્યાલો ધરાવતો હતો. તે છોકરી સ્ટેજપર જનાર હતી એમ જોનસનથી સમજતાં તેને કોઇએ માર્યો હોય તેમ તે નમી ગયો, મગર જે કંઈ તે પછીથી-પેલાએ તેને કહયું તે કંઈ બી વધુ બોલ્યા વગર તેને ચુપ સમજ્યા કીધું. અને એમ સમજતાં તેને જાણ્યું કે તે બાળા આઇરીન એક મરહુમ પાદરીની દીકરી થતી હતી જે અગઉ લોર્ડ લીડસ્ટૅનનો શીક્ષક થતો હતો ને તેથી લોર્ડ અને લેડી લીડસ્ટૅન તેની એ એક પુરી દીકરીને એક જાહેર ગાનારી તરીકે ફ-તેહ મેળવી અને એ ધંધામાં તે છોકરીને આગલ પડેલી જોવા આતુર હતાં.

"કાંય એ તુમાખીઓ એ જવાન જીંદગીની વચ્ચે આવતાં હશે અને તેને પોતાના વિચારો મુજબ ચાલવાનું કરતાં હોશે." જલસો આગલ ચાલતાં તે શોકાતુરપણે વિચાર કરવા લાગો.

એ જલસો ખલાસ થતાં નાહુની આઇરીનીને લોકો તરફથી ઘણું માન મલ્યું. લેડી લીડસ્ટૉનને તેણીના મીત્રને ઓલખાન પીદાનનાં 'બોડવાર'માં એકઠાં થઇને તેણીને એ તેની ફ-તેહ પર મુબારકબાદી આપવા લાગાં.

લોકોનાં વિખરાવા પછી તે બાળકી પોતાની હર્ષીત બનેલી માતા સાથ હેઠે લાઇબ્રેરીમાં કાઉન્ટેસ સાથ ચાહે પીવા ગઈ, તાંહાં બી તેની એ ફ-તેહનીજ વધુ વાતચીત થઇ.

"માહરે ખોદાની આભારી થવું જોઇએ," ઘેર તરફ જતાં તે બાળાએ એક નિસાસો નાખતાં મનસે વિચાર્યું. જે પછી તેને પોતાની માયને કહ્યું–"હું ધારૂંછ કે મેં ફતેહ મેળવીછ, અને એ ફ-તેહ વાસ્તે તમારે ખાતર હું ખુશી છું, એથી તમોને જોઇતી સગવડો મળી શકશે, માયજી. મગર મને પોતા વાસ્તે તો ખુશાલી જરા બી લાગતી નથી, અને–અને મને રડી પડવાનું ઘણું મન થાયછ."

સાંજનાં પોતાની માતા સાથ ફરતાં તે અસલ જેવી ખુશાલ જરા થઈ શકી–આઇરીનની આખા દાહાડાની ઠાકભરી રંજ પછી એમ ફરવાની તેઓને આદત પડી ગઇ હતી. પ્રેક્ટીસ ને લેસન ઉપરાંત, તેને અત્યારમાંજ થોડાક શીષ્યો મેલવ્યા હતા, એટલે તે બંનેને એક બીજાની વાતચીતમાં

જે મજાહ પડતી તે વાસ્તે તે માયદીકરી ઝાઝો વખત મેલવી શકતાં નહી. આજે બેઉ જરા ઠાક સાથ બેચેન બન્યાં હતાં અને તેથી તેઓ વચ્ચેની વાતચીતબી વધુ લાગણી ભરી હતી: આજનો દહાડો મીસીસ સનોને લાગતું કે તેઓની જીંદગીમાં ઘણો અગતનો પુરવાર થયો હતો. બપોરનાં અનુભવ અને મુબારકબાદીનો જે વરસાદ વરસ્યો હતો તે પછી તે વીહલી પડતી માતાને લાગ્યું કે મીઠી આઇરીનને માટે ખાનગી જીંદગીનું સેવટ આવી ગયું હતું.

પોતાનાં ધંધામાં તે બાળા આઇરીને ખરેખર ઝોકાવ્યું હતું તેની નિશાણો થોડા વખતમાં જણાવા લાગી. તેઓનાં નાહનાં ગરીબ ઘેરમાં થોડા અઠવાડીયામા લોકોની આવજા ઘણી વધી પડી. તે બધાંમાં એક કોનસર્ટ ડાઇરેકટર હતો, જેને તેનું ગાનું સમજ્યા પછી સારી રકમે પોતાના બે કોનસર્ટમાં ગાવા સારૂં તેને રોકી લીધી. એમ ધીરે તેને કામ મલતુંજ ગયું. તે પછી એક બપોરે તેઓનાં દરવાજામાં એક પોખાલ મોટરકાર ખેંચાઈ આવી, અને તેમાંથી સોસાયટીની એક અગેવાન બાનું ઉતરી, ને આઇરીન બહાર ગયલી હોવાથી મીસીસ સનો સાથ બાકીની સીઝન સારૂં પોતાની દીકરીને ગાવાનાં લેસન આપવાનું નક્કી સાટું કરી ગઈ. વલી તેણીની એક બીજી નવી શીષ્ય એક ન્યુસપેપરનાં માલેક નામે મી. બાઉટનની દીકરી થતી હતી. ખાસ કે જે પેપરવાલાએ ખાસ મી. જોનસન-પેલા ટીકકાર જેની સાથ પેલા જવાન હેરોલ્ડ બ્રાઉનને આપણે વાત કરતાં જોયો હતો-તેને લેડી લીડસ્ટૉનનાં કોનસર્ટમાં રીપોર્ટ લેવા મોકલ્યો હતો, તેની મોહોરદાર

પોતે બી સારી મ્યુઝીશીયન હતી, તેને તે જવાન સુંદર છોકરી ઘણી ગમી જવાથી, તે પછીનાં થોડા વખતમાંજ તેને પોતાની શોલ વરસની નાહની દીકરીને શીખવવા તેને રોકીજ લીધી હતી. બ્રાઉટન વાલા ઘેરમાં મીઠી આઇરીન જલદીજ પલોટાઇ ગઇ હતી. મી. બ્રાઉટન ઘણો ભલો હતો, અને મીસીસ બ્રાઉટન બી તે બાળા પર માય જેવી મેહેરબાન હતી, ને તે તોરવંતી મ્યુઝીક ટીચરમાં કાલજી ધરાવતી હતી.

એક દહાડો તે ઉતાવલમાં ડ્રોઇંગ રૂમમાં દાખલ થઈ જાંહ આપણી આઇરીન પ્યાના આગલ બેસીને તેની દીકરીને ગાવાનાં લેસન આપતી હતી.

"એક પલ, ડીયર!" તેને આવતાં સાથે આઇરીનને કહયું. "હમે કાલને વાસ્તે એકાએક ડાન્સ ઉભો કીધોછ, અને તમે બી તેમાં આવજો."

"ઓ, મીસીસ બ્રાઉટન, હું કદીબી ડાન્સોમાં જવાનો વિચાર નથી રાખતી! મને માહરાં કામમાં તેથી ઠાક ચહડી ને અડચન થાય. મગર તમે માયાથી મને પુછયું તે માટે આભારી છું." તે બોલી.

જ્યારે આઇરીને જાહેર ગાનારી તરીકેની જીંદગી અખત્યાર કીધી ત્યારે તેને નક્કી કીધું હતું હતું કે સાધારણ મોજમજાહ ને રમત ગમત જેને આર્ટ સાથ લાગતું વલગતું નહી હોય તે તદન ત્યાગ કરવું.

"નૉન્સન્સ! એક તાહરા જેવી જુવાન છોકરી—હજુનતો તું 'ટીન્ઝ'માં છે—ને ડાન્સમાં નહી જાય?" તે ભલી અબળા

નરમ ઠપકો આપતાં બોલી. રમત વગરનાં કામને વાસ્તેની તું જુની કહેવત જાણેછની ? તેં જીંદગીમાં થોડી મંજાહ કરવી જોઇએ, નહી તો તું જલદી ઘરડી થઇ જશે."

"મગર વ્હાલાં મીસીસ બાઉટન, પરમ દહાડે એક આફ્ટરનુન કોનસર્ટમાં મને ગાવાનું છે," આઇરીને બચાવમાં શરૂ કીધું અને પછી તે વિશે પોતાની માતાને પુછવાનો વિચાર કરીને એ બાબદનો ચુકાદો તુરત વેલા મુલતવી રાખવાનું માંગી લીધું.

"બેશક, ડીયર; અને તાહરી તરફથી જો કંઈ હું નહી સમશતો, હું તાહરે વાસ્તે સારા આંઠે મોટરકાર મોકલશ. એ એક સીન્ડ્રેલા ડાન્સ છે, આંય બચ્ચાંને લીધે, જે હજુન બહાર નથી પડી." એમ કહેતી આઇરીનનો હાથ માયાથી દાબીને તે મીસીસ બાઉટન એક ચીઠી લખવા ચાલી ગઈ. આઇરીનને કાંહ ખબર હતી કે તે લખાયલી ચીઠીથીજ તેના તકદીરમાં ભવિષ્યમાં બનનારા બનાવો જનમ લેનાર હતા ?

"તું જાય ? કાંય, બેશક તુંને જવું જોઇએ !" મીસીસ સનો બોલી જ્યારે તે હેતવંતી બેટીએ આવીને તે બાબદ તેણી આગલ રજુ કીધી તાહરે. "બાઉટન વાલા એટલા માયાથી વરત્યાંછ કે તેઓનું ઇજન નાકબુલ કરવું બેઅદબી ભરેલુ ને જંગલી જેવું દિસશે." તે માયે ડાન્સમાં જવાની રજા આપતાં કહયું. તે એક ભલી ઓરત હતી, જુવાન બચ્ચાંને મોજ મજાહમાંથી બાકાટ રાખવા જેવી એકલપેતી તે કેમ થઈ શકે ? જુવાની દિવાની છે ! એ તે પોતે સારી કાની

સમજતી હુતી. રમત ગમતમાંથી બાટલ કરી પોતે પોતાનો વખત વિસરી જઈ પોતાનાં બચ્ચાંઓને ઘેરમાં ઘોંધી રાખ-વાની કેટલીક અભણુ માતાઓ જે મુર્ખાઇ કરેછ તેવી તે મુર્ખી બેશક નહી હુતી. જેમ એક ગોલાબની ખીલતી કલીને કવખતે તોડીને ચલકતાં તડકાં કે પવનની ઠંડી લેહેકીથી દુર અંધારામાં રાખી હોય તો તે વેહેલી કરમઇ જાય, તેમજ એક જવાન જીવને બી ઘેરમાં ઘોંધી રાખ્યાથી તે જીવને બી નુકશાન પોંહુચ્યા વગર રહેતું નથી.

આઇરીનને લાગ્યું કે તે બાબદ તાહુરે તો નક્કી થઈ હુતી. એટલે બીજો સવાલ તેને શું પહેડવું તે ઉભો થયો. તેઓની પસંદગી એક સુદ્ધ સફેદ મઝલીનના ફ્રૉકપર ઉતરી.

બીજે દહાડે જ્યારે તે મધુરી બની ઠણીને હેઠે મોત-રકારને વાસ્તે ખોટી થવા ઉતરી ત્યારે તે પોતાના સાદા ડ્રેસનાં ઠઠેરામાં બચ્ચાં જેવી નિખાલેસ ને નિરદોષ લાગતી હુતી. સેજ ખુલ્લી છાતી આગલથી લેસથા ફ્રીલ પડતી હુતી ને એક પોહુરો વાયોલેટ સેશ તે બાળાની પટલી કમર આસપાસ વિંટાલેલો હુતો.

"તું મજેહુની લાગેછ, ડીયર, હું પુરતી સંતોસ પામીછ." તેની માતા વ્હાલથી તેણીની તપાસ કરી લઇને બોલી. "હું એટલુંજ ઇચ્છુંછ કે આજ રાતની લોકો તરફની તાહુરી રીત-ભાત માટે બી હું એટલીજ સંતોસી થઈ શકું. દીકરી તાહુરી મગરૂરી તું પડતી મુક! નિખાલસ મનની થા-તું કોણ છે તે ભુલી જા-તાહુરા યજમાન તરફથી માયાલું વર્તણુક મેલવતી

એક છોકરી છે તે સીવાય બધું ભુલી જા. તેઓની માયાનો બદલો જેમ તેઓ આશા રાખેછ તેમ ગમત મેલવી, મજાહ કરીને વાલી આપ."

"માયજી, કહેછ તેમાં કંઈબી વજુદ હોવું જોઇએ," બાઉટન વાલાઓની સુખકારી મોટરકારમાં હુંકરઇ જતાં આઈરીન વિચારવા લાગી. "બધાં સારી નિષ્ટાથીજ વરતતાં હોય તેમ દરેક ચીજ કબુલ રાખવામાં કદાચ વધારે ડાહ્‌પણ હોય. કદાચ પેલો શખ્શ જેને પેલા પ્રોગ્રામસ ઉંચકી આપેલાં તે વટીક સારી ધારણાજ રાખતો હોય."

આઈરીને કોઈ કોઇ વખત તે ડાર્ક અણજાણા મરદનો વિચાર કીધો હતો જેને તેના કોનસર્ટની ટીકટો ખરીદ કરવાંની છેક છેલ્લી ઘડીએ શેખઇ ભરી હીંમત કીધી હતી અને તેણીને વાસ્તે ખુલ્લી રીતે પુલો લાયો હતો જેથી લેડી મોડે તેણીને વાસ્તે ધારી લીધું હતું કે તે મોકલનારને તે વધુ ઓરખતી હોવી જોઈએ. તે ડાર્ક ચહેરાવાલા, પોહલા ખભાવાલા ઉંચા મરદના આકારને તેણીની મગેજશકતીની નજરમાં અણધાર્યો આવીને દેખાવ દેવાની તજેહ થઇ ગઈ હતી.

"પેલા માટીડામાં કંઈબી શકિત હોવી જોઇએ કે જે મને એમ હેરાન કરેછ," ચીરદાટમાં તે બાળાએ પોતાને અગઉ કહયું હતું, મગર આજે રાતે; પોતાની માતાનાં ટીકાઓથી શરમઈ ગયલી, આઈરીને તે મરદ વાસ્તે જરા વધારેજ સારૂં વિચાર્યું.

"હું ધારૂંછ કે તેને પાછો હું કદીબી જોવશ નહી. એટલે ખરખર તો એ બધું મનપર લેવાની કંઈ જરૂર નથી," તેને

પોતાનાં મનને સમજાવ્યું. "બીજાંઓ તરફથી માહરે કેવી આશા રાખવી તેનો તેની રીતભાત એક નમુનો દેખાડેછ. હું ધારૂંછ કે જ્યારે લોર્ડો ને ડયુકો માહરી પર ધ્યાન આપે ત્યારે માહરે મલકઇને હસવું જોઈએ, જેમ મેરી, હમારી 'મેડ' કરેછ તેમ, અથવા તો પેલી છોકરી જે હમારા ઘેરની બાજુમાંનો રસ્તો ઝાડેછ, તે રસ્તેથી પસાર થતા દરેક મરદને કરેછ, તેની માફક કરવું જોઈએ. હમારા વચ્ચે ફરક માત્ર એટલોજ છે કે હું માહરા ગુજરાન સારૂં ગાઉંછ અને તે ઝાડુ કહાડેછ. એ કંઇ ઘણો મોટો ફરક નહી કહેવાય. કોઈ બી રીતે હું આજે મજાહ તો કરશ-જરૂર કરશ!" લાઈબ્રેરી જે લેડીઝ કલોક રૂમ તરીકે કહાડી હતી તેમાં દાખલ થતાં તે બાળા મનને મનાવતાં પાછું ને પાછું બોલી.

મીસીસ બાઉટનનાં સીન્દ્રેલા ડાન્સીસ જવાન જીવો વચ્ચે ઘણા માનીતા હતા, કેમકે ઘરડાંઓની ગેરહાજરીમાં તેઓ મનને ગમી મોજ મહજા ને છુટાપણું ભોગવી લઇ શકતાં હતાં. પરણેલાંઓને તેમાંથી બાતલ રાખવામાં આવતાં, સીવાય કે જાંહ કુમારી બેહનોને 'એસ્કોર્ટ' કરવા કોઇબી કુમારો ભાઈ નહી હોય. આઇરીન કલોક રૂમમાંથી બહાર પડી તાહરે ઘણા ખુશાલ જીવો દાદર ચહડતા હતા. મી. બાઉટન દાદરને મથાલે થોડાક યુવાનો સાથ વાતચીત કરતો ને હસ્તો ઉભેલો હતો, અને તે તેની નજદીક ગઇ કે ફર્યો ને પોતાનો હાથ તેણીને શેકહેન્ડમાં આપ્યો.

"હું તમારેજ વાસ્તે ખોટી થતો થોભેલો હતો," તેને માયાથી કહયું.

"ઉતાવલ કરો, નહી તો બધા સેટસ ભરઈ જશે!" મીસીસ બાઉટન આઈરીનનો હાથ હીલવતાં ગરમ દિલસોજીમાં બોલી.

"ચાલો!" મી. બાઉટને આઈરીનનો હાથ પોતાનામાં મુકયો ને ત્રણ મોટા દ્રોઈંગ-રૂમમાનાં સઉથી મોટામાં તેણીને લઇ ગયો. જેમાંથી કારપેટ ઉચકંઈ જઇને જમીન સરકણી કરવામાં આવી હુતી ને અમથું મુકાયલું ફુરફુરનીચર ઉંચકાવી લઇને જગો ખાલી કરવામાં આવી હુતી એટલે તેને તે ઓરડો ઓલખ્યો બી નહી. "એમ જુઓ મરે, તમારી સામસામા કોઈ છે કે?" એક પટલો ને ખુબસુરત દેખાવનો જવાન મરદ જે કાલી આંખ્યોવાલી નાહની એલીસન બાઉટનની બાજુમાં ઉભો હતો, તેના હાથ પર હાથ મેલતાં તેને પુછ્યું.

"નહી, સાહેબ."

"ઓ ડેડ, (બાવાજી) કેવું ડીલાઈટફુલ!" નાહની એલીસન બોલી પડી. "તમે 'ટૅાપ' લેવ ને હમે અંહીજ રહીશું."

ફુલનાં ઝાડો ને ખુશબોદાર રોપાઓથી છુપાયલાં ઑારકેસ્ટ્રાએ એક કવૅાડ્રીલના શરુરૂઆતનાં 'બારસ' વજાડયા કે સુંદર આઈરીને પોતાને તે ઘરના માલેક સાથ તે ડાન્સ શરુરૂ કરતી જોઈ.

"તમારે મને જરા મદદ કરવી જોઈશે, મીસ સનો," એકાદ બે ભુલ થતાં અને તેની બેટી એલીસને રમતમાં તેને ધમકાવતાં, તે બોલ્યો.

જ્યારે તે ડાન્સ ખલાસ થયો કે આઈરીન મી. બ્રાઉટન સાથ એક ખુણામાં જઈને બેસવા નારાજ નહી થઈ, જાંહાંથી તેઓ ઓરડામાંનો દેખાવ બરોબર જોઈ શકતાં હતાં.

"તમે જાણોછ કે મને કંઈ એવો ખ્યાલ છે કે તમે મગરૂર છો ને તમારૂં પોતાનું ગુજરાન કરવાનું પસંદ કરતાં નથી," મી૦ બ્રાઉટને આઈરીન તરફ મલકાતે ચહેરે જોઈને પુછ્યું. "કદાચ હું ખોટો બી હોઉ, અને, તેમ જો હોય તો, હું માફ માગુંછ. મગર જો એવા ખોટા ધખારાઓ તમારા ભેજાંમાં હોય તો માહરા શબ્દો તે વાસ્તે યાદ રાખજો—કે જીંદગીમાં કોઈ બી પ્રમાણિક ધંધા જેવું માનભરેલું બીજું કંઇ નથી. તમે માહરા ખુલ્લા બોલવાનાથી મનમાં ઓછું તો નથી લાવતાંની? નહી, હું જાણતો'તોજ કે તમે સમજુ છો. તમે ઘણાજ શરમાલ છો. અને, જો તમોને મદદની જરૂર પડે તો, માહરી પાસ આવવા અચકાતાં ના. એલીસન સાથ ડાન્સ કરતાં પેલા જવાનને તમે જોવછની?"

મી૦ બ્રાઉટનનાં ખુલ્લા બોલવાનાથી આઈરીન જરા વ્યગ્ર બની ગઈ.

"હાજી, હું તેવણને જોવુંછ," તે બોલી.

"એ એક સારી આશા આપતો ઉધરતો જવાન છે—એના બાપ સાથ ભાગમાં છે, આર્ચીબૉલ્ડ મરેની પુરાણી સોલીસીતરની પેઢી છે. મેં તમારા કૉન્સર્ટની એને ટીકીટ આપેલી. તેને તે મોડેથી મલી, પણ એને તમારૂં ગાનું સમજેલું ને તમોને જોયલાં, અને તમોને એની સાથ ઓલખાવવાનું મેં એને વચન આપેલું છે."

"ઓ મેહેરબાની કરીને એમ ના કરતા," આઈરીને માંગી લીધું.

"હું માફ માગું છું. પણ એ તમોને ઘણો કામનો થઇ પડશે." તેના ઘરડા મેજબાને હુજ્જત લીધી. અને બીજી થોડીક પલોમાં પોતાની નામરજી છતાં બી, આઇરીને પોતાને તે ઉંચા, પટલા, લાલાસ પરનાં બાલવાલા ને ચલકતી આંખ્યો સાથના જવાન સાથ ઓલખાન કરતી જોઈ.

મી. બાઉટન જે કરવા માંગતો હતો તે પુરૂ કીધું—પોતાની દીકરીની મ્યુઝીક ટીચરને સારી શીખામણનાં થોડાક શબ્દો કહી સમજાવ્યા અને તેની સાથ પહેલીજ નજરે પ્યારમાં પડેલા તે લાયક ને હુશયાર જવાન સાથ તેણીની પીછાણ કરાવી—કે તે જમાને ખાધેલ ઘરડો ગુપચુપ તે જવાન જીવોને એખલાં છોડીને સટકી ગીયો. એટલે મગરૂર આઇરીનને તે મી. મરે સાથ રાઉન્ડ ડાન્સ નાચવાનું ઇજન ફરજ્યાત કબુલ રાખવુંજ પડયું.

આર્ચી મરે એક સારો નાચનાર હતો, અને આઇરીને ફકટ તેજ ડાન્સ નહીં, પણ તે પછીનો બીજામાંબી ઘણી મોજ મલી. પછી તેણી તેની સાથ બાલ રૂમમાં ફરતાં તે હાજર રહેલાં જાણીતાં લોકો તેણીને દેખાડવા લાગો.

"અને પેલો અજબ જેવા દેખાવનો ઠીંગણો મરદ જે મીંસીસ બાઉટન સાથ વાત કરેછ તે કોણ છે?" આઇ-રીને પુછયું. "મને એનો ચહેરો ધ્યાનમાં આવેછ."

"એ મી. બ્રાઉટનનાં ડેલી પેપરનો મ્યુઝીકલ ટીક્કાકાર છે. તમારા પહેલા જાહેરમાનાં દેખાવ વખતે એને સારી નોટીસ લીધેલી, નહી? તમોને એની સાથ ઓળખાન કરાઉ?"

"ઓ, નહી, ઠેંકસ!" આઇરીન ઘભરાતાં બોલી પડી. "મેં તો અમથું પુછયું."

"હું દલગીર છેઉ કે તમે એવી લાગણી ધરાવોછ," મી. મરે બોલ્યો, "તે નાખુશ કરવા જેવો શખ્શ નથીા તે ખાસ આરીલો છે એમ હું નથી કહેવા માંગતો, મગર એ રીતનાં માણસોને એટલા લલો મમો કરવામાં આવેછ કે તેઓ બગડી જાયછ."

મીસીસ બ્રાઉટન ઉભી હતી તાંહુજ તેઓ જતાં હતાં. આઇરીન પસાર થઈ ગઈ હોતે, તેટલાં તેની મેજબાન બાનુએ તેણીને ઇસારત કરીને નજદીક બોલાવી.

"મીસ સનો-મી. જોનસન! તેં મી. જોનસનનું નામ તો સમજેલું છેની, ડીયર? મી. મરે માહરી એક ખાસ ફ્રેન્ડ સાથ હુ તમારી ઓલખાન કરાવા માંગુંછ." એમ કહેતી તે ભલી ઓરત મી. મરેને લઇને ચાલી ગઇ કે આઇરીન તે મ્યુઝીકના ટીક્કાકાર સાથ એખલી પડી.

"હું દલગીર છેઉ કે તમોને ડાન્સને વાસ્તે હું પૂછી નથી શકતો—એક અગતનાંજ કારણુને લીધે હુ ડાન્સ કરતોજ નથી," તે બોલ્યો.

તેના અવાજમાં કંઇ એવું હતું કે જેને આઇરીનને ઘણી કચવાવી.

"હું ખાસ ડાન્સીંગ સારૂં કંઈ દરકાર નથી ધરાવતી," તે બોલી. "ખરેખર તો આજે રાતે હું આવવાનો મુટલગ વિચાર નહી રાખતી હતી-જેઓને પોતાનું ગુજરાન કરવાનું હોય તેઓને એવી મજાહ ભોગવવાનું નથી—મગર મીસીસ બાઉટન એટલાં માયાલુ એ માટે થયાતાં કે મેં ધાર્યું કે માહરે આવવું જોઇએ."

"તમારાં કામકાજ પર એટલું ધ્યાન આપવા વાસ્તે તમે તદન ખરાં છો," તે બોલ્યો. "આપરે ઓરડાઓમાં ફર્યે, મીસ સનો?-અંહી જરા વધારે ગરમ થતું જાથછ."

તેણીએ પોતાનું સુંદર માથું નમાવ્યું, અને તેઓ બીજા ઓરડાઓમાંથી પસાર થવા લાગા, તે બેદરકારપણે તે વખતની સીઝનનાં કૉન્સર્ટો ને આર્ટિસ્ટોને વાસ્તે વાત કર્યો જતો હતો જે સમજતાં, તે બાપડીનું જીગર ઠંડુ થતું હોય તેમ તેને લાગું. જોકે તે માયાલુ હતો, મગર મી૦ મરે કેટલો વધુ માયાલુ ને મજેહનો હતો! તેને બે ચાર વખત પોતાનું ઘડીયાલ કહાડીને જોયા કીધું જાણે તેણીની ઝોહરમાંથી છુટવા આતુર હોય. તે વિચારવા લાગી કે તે કેમ તેને તેણીને છોડી જવાની ટક આપે તેટલાં સામેના ઘડીઆલમા નવના ટકોરા વાગતા સમજતા તે ઉભા રહી ગયા અને ફરીથી પોતાનું નાહનુ ઘડીયાલ કહાડીને તેની સાથ સરખાવી જોયું.

"એ બે મીનીટ સ્લો છે," તે બોલ્યો. "તમોને 'આઈસીસ જોઈતું હોશે, મીસ સનો-ચાલો આપણે હેઠે જઇએ."

"મને કંઈ જોઇતું નથી, પણ માહરે લીધે તમે ના ખોટી થાવ," તેને કહાડવાની મનછાએ, તે બોલી. "હું અહીંજ બેસશ."

"નૉન્સન્સ! તાહરે તો જરા શેમ્પેન લેવ," તે લગભગ ગુસ્સામાં બોલ્યો, અને આર્ચી મરેની સુચના યાદ આવતાં, તે મધુરી તેની સાથ ચુપચુપ દાદર ઉતરવા લાગી.

તે ડાઈનીંગ હૉલ લોકોથી બધો ભરાયલો હતો.

તે તેણીને એક ખુણામાં લઇ ગયો ને ઇઝીચેરમાં બેસાડી, જે એક કરટનથી છુપાયલી હતી, અને તે ચાલતો થઇ ગયો. થોડીક મીનીટ પસાર થઈ ગઇ, તો બી તે પાછો નહી ફર્યો. આઇરીન જાંહાં બેઠેલી હતી તે ખુણાંમાંથી તે સામેની દિવાલ સીવાય કશું જોઈ શકતી નહી હતી. નહી તે કેઠે દીસ્તો હતો કે નહી તે જોવા તેને ડાકું ફેરવ્યું કે તે અચરતીમાં જાણે વાચા વગરનીજ થઇ ગઈ.

તે તેણી તરફ એક બીજા મરદ સાથ આવતો હતો. તે ઉંચો ડાર્ક અણજાણો, પ્રોથામસ, ટીકીટો ને ફુલોવાલા મરદને લઇને તેણી તરફજ આવતો હતો.

"મીસ સનો, માહરા દોસ્ત હૅરોલ્ડ બ્રાઉન સાથ તમારી પીછાણ કરાવવા દેવ!" મી. જોનસન બોલ્યો. "એ ખુલાસો કરશે ને તમારે વાસ્તે થોડુંક રીફ્રેશમેન્ટ લાવશે–બધુ કરશેની ઓલ્ડફેલો? મને તમે માફ કરજો. એક બીજી રોકાણ સારૂં અને દોડી જવાનું છે. પાછાં મલશે તેટલાં, સાહેબજી!" તેને પોતાનો હાથ હીલવ્યો, અને આઇરીન જે ઉભી થઇ હતી

તેને તે હૅરોલ્ડ બ્રાઉન સાથ એકલી-છોડીને તે ચાલતો થઈ ગયો. આઈરીન ઘભરાતમાં એટલી ફીક્કી પડી ગઇ કે, જોકે હૅરોલ્ડ બ્રાઉન આ મુલાકાત માટે તૈયાર હતો અને તેને અગઉથી તાગડો રચી રાખ્યો હતો તે છતાંબી તેને દિલમાં ખરખરો થયો.

"તમે બીમાર છો, મીસ સનો!" ચીંતાથી બોલ્યો.

માન ને કાલજી તેના ઘાટા મરદાનગી ભર્યા અવાજમાં હતી. કોઇક રીતે તે અવાજે આઈરીનને સખ્ત ચોંકાવી અને પોતાના અણુગમા માટે તે મનમાં જરા શરમઈ બી ખરી.

"નહીજી, ઠેંકસ!" તે ડાર્ક ચહેરામાં ને આતુરતાથી તેની પર ટાંકેલી તે ભુરી આંખ્યોમાં જોતાં તે ઠંડઈથી બોલી.

"મી. જોનસને મને એકદમ ચોંકાવી. એવન મને કોઈ સાથે મેલવશે એમ હું જાણુતીતી નહી."

"મને લાગેછ કે તમે એમ ધારતા હશો કે હું આપણી સેજ પીછાણુનો લાભ લેઉંછ, મીસ અને-તે બનાવ જ્યારે તમારા થોડાક પ્રોગ્રામ જમીન પરથી ઉંચકી આપવાની ખુશનસીબી માહરે ફાળે આવી હતી, મને તમોને ખાતરી આપવા દે—"

"તે નહી!" આઈરીન તેને રોકતાં બોલી પડી. "એ તો તમે લેડી લીડસ્તોનને તાંહ જઇને ટીકીટો ખરીદી ને. પછી પેલાં કંગાલ ફુલો—"

તે મોટા તિરસ્કારમાં ફરી ગઈ. કેવી તે મીઠી બાળકી હતી, આંય ખુદાઈ બક્ષેસ પામેલી સુંદર છોકરી! દયા ને

પશ્ચાતાપની ભેગી લાગણીથી હૅરોલ્ડ તે બાળા પ્રત્યેની વખાણુમાં ખેંચાઈ ગયો.

"માહરાં વ્હાલાં, મીસ સનો, તમે નવાં છો કરીને આર્ટીસ્ટોની રીતભાતથી અણુજાણ્યા છો-જે એ રીતની છુટાપણાની જીંદગીમાં ખુદરતી ને સાધારણ છે તેથી તમે બેખબર છો!" તેને સમજાવીને તે બાળાને કહ્યું "એકાદ બે વરસ માં જેથી તમોને કચવાટ ઉપજ્યો તે પર તમે હસ્યા વગર રહી શકશો નહી. મગર હું ઘણો, ઘણો દલગીર છું. માથા મારવાની માહરી જરાબી ઇચ્છા નહી હતી. મને માફ કરો! માહરે તમારી માફી મેલવવી જોઇએ, અને પછી, જો મને સજા કરવાનીજ હોય તો, તમે જો હુકમ કરશો તો તમારી તરફ જોવા કે વાત કરવાથી બી હું બાઝ આવશ."

આઇરીને અચાનક તેની તરફ ઉંચે જોયું. તે તેણીની મશાકેરી તો નહી કરતો હતો? નહી. તે પુરતો ઘંભીર દેખાતો હતો, બલકે દલગીર બી.

"તે તો જાણે તમારી બેઅદબીની સજા માહરે બેઅદબ થઈને કરવા જેવું થયું," તે બાળાએ હજુન બી થોભડો ચહડાવેલો રાખીનેજ કહ્યું.

"તમારે વાસ્તે આઇસ, કે એક કપ કૉફી, નહી તો એક ગ્લાસ શૅમ્પેન લાવવા દેશો-પછી હું મને પોતાને બરાબર રીતે ઓલખાવશ?" તેને ઘંભીરાઇથી કહ્યું.

મગર આઇરીને રીફ્રેશમેન્ટ લેવા ધસીને ના પાડી. કેમકે તેથી તો આંય અણુગમતી વાતચીત આગલ વધવાનો

સંભવ રહે. તે તો બને તેમ જલદી એનું સેવટ લાવવા માંગતી હતી.

"તાહરે તમે બે ચાર મીનીટ બેસશો? એ એક નજીવી માગણી છે. ખરેખર તો તમે અસભ્ય થયા વગર એમ કરવા ના પાડી શકશો નહી, મીસ સનો."

આઈરીને ઉતાવળે તેની તરફ ઉંચે જોયું. તે શું હસ્તો હતો? નહી, તે ફ્રેંચ બીયર્ડવાલો ડાર્ક ચહેરો, એક ન્યાયાસન પર બેઠેલા જડજ જેટલો ઘંભીર હતો.

"તાહરે તો ચલાવો," તે લગભગ તોચ્છડઈથી બોલી, "ફ્કટ મેહેરબાની કરીને ઉતાવલા થજો, કેમકે મીસીસ બાઉટન હવે આવતાંજ હોશે ને તેવણ અચરત થશે; તેવણ મને મી૦ જોનસન સાથ મુકી ગયાં હતાં.

"હું નહી ધારતો કે જોનસન જે કહેછ કે કરેછ તેથી કોઈબી કોઇ દહાડો અચરત થતું હોય," પોતાનો હાથ ડગલાનાં ગજવામાં મુકતાં તે બોલ્યો. માહરી સનદ માહરી પાસ અત્રેજ મોજુદ છે, મીસ સનો. કેમકે મેં આશા રાખેલી ને તમોને મલવા ધારેલું. ખરેખર તો અત્રે આવવામાં માહરી એજ ધારણા હતી–ડાન્સીંગ કંઇ માહરી લાઇનમાં નથી." તેને એક લેટર કેસ ખેંચી કહાડયો ને તેમાંથી એક પીલું પડેલું કાલી કિનારવાલું પરબીડું કહાડયું. "તમે આય આય અક્ષર ઓલખોછ?" તે તેણીની સાંમેની નાહની ટેબલ પર મુકતાં તેને પુછયું.

આઈરીને સવાલ કરતી ઢપે તેની તરફ જોયું, તે કાગળ ઉંચકયું, ને તે પરનું સીરનામુ વાંચ્યું.

"મી૦ હૅરોલ્ડ બ્રાઉન, સ્કુલ હાઉસ, રગબી."

"તેણીએ કાંહાં તે ઠરેલ ને ગુંચવાયલા ગ્રીક જેવા અક્ષર જોયા હતા? તે ઓલખાણના હતા, મગર તેણીએ કાંહાં તે જોયા હતા?"

## પ્રકરણ ૩ જું.

"માહરા બાવાજીનાં જેવા લાગેછ," તે વિચારવંતપણે બોલી.

"તમે ખરૂં પારખ્યું છે," તે બોલ્યો. "હું કબુલ કરૂં છ કે તે વખતનાં જેવા એવણનાં અક્ષર કદાચ પછીથી નહી બીરહ્યા હોય. અને આંય તો, મીસ સનો, તમારા જનમની અગઉ લખાયલું છે, એક દલગીર ને હોમસીક બનેલા સ્કુલ બૉયપર. હું તમારા બાવાને કેમ ઓરખતો થયલો તે હું તમોને કેઉ? તેવણ માહરા એક અતી વ્હાલા મોટા ભાઈને શીખવતા હુતા, અને મને તાહરથી તેવણ ઘણાજ ગમી ગયલા. બીજી વખતે હું રગબીની સ્કુલમાં હુતો, તેટલાં માહરા ભાઇનાં મરણની દુ:ખદાયક ખબર મને મલી. અને મેં માહરા મોટા દુ:ખમાં તમારા બાવા પર લખ્યું. તેવને જવાબમાં એક ઘણુંજ માયાલુ કાગલ લખ્યું—જાણે માહરા મનનાં વિચારો

તેવને કલપ્યા હોય તેમજ. થોડાક વખત સુધી હુમારી વચ્ચે પત્રવેહેવાર ચાલ્યો. તે પછી હું તેવનનાં સમાગમથી વિખુટો પડયો. એ તમારા જનમ વખતે કદાચ હશે. તેવનનાં છેલ્લાં કાગલમાં તેવને પોતાની એક બેટી ખોહુવાનું લખેલું હતું. તેવન ઘણા દુઃખી થયલા જણાતા હતા, અને તેવન દેખઈતી રીતે તમારી જનમવાની આશા નહી ધરાવતા હતા. તેથી જ્યારે મેં તે દહાડે સમજ્યું કે તમે તેવનનાં દીકરી થતાં હતાં ત્યારે હું ઘણોજ અચરત થયો."

આઈરીને તેનું બોલવું શરમીંદગી વચ્ચેજ સમજ્યું. તે પોતાના વ્હાલા પીતાને ઓલખતા ને ચાહતા એક તરફ કેટલી બેઅદબ થઇ હતી!

"અને-તમે તેવનને ફરીથી જોયા નહી?" તેને ધીમે સાહદે પુછયું.

"નહી. માહરાં કમનસીબે-તેવનને હું કદી ફરીથી મલ્યોજ નહી," તેને દલગીરીથી કહયું. "મગર તમારૂં નામ પ્રોગ્રામ પર વાંચતાં, મેં જોનસન સાથ વાત કીધી અને જાણ્યું કે તમે ખરેખર તો માહરાં પુરાણા દોસ્તનાં દીકરી થતાં હતાં એટલે ખુદરતીજ રીતે હું તમારામાં કાલજી ધરાવતો થયો. અજબ જેવું તો એ છે કે હું તમારાં માયજીને મલ્યોજ નથી. તમારા બાવાજી વિસે તેવન સાથ વાતચીત કરવા મને ઘણું ગમશે. મગર એ હક પામવાની માહરે આર્જુ વટીક નહી કરવી જોઇએ."

"હું ખાતરીથી માનુંછ કે તેવન ઘણાં ખુશી થશે," આઈરીને જવાબ વાલ્યો, પછી, ઉંચે જોતાં તેને પોતા તરફ

હસ્તો જોઈને, તેના ચહેરા પર ચુગલીખોર રતાશનો ઘસારો થયો, "બધાં કોઇ વખત ભુલ કરેછ, મી. બ્રાઉન," તેને ઉભી થતાં ચાલુ રાખ્યું. "હું કેમ જાણી શકું કે તમે માહરા કુટુંબનાં પુરાણા દોસ્ત છો?"

"વેલ, હવે તો તમે જાણોછની અને હું હીમતવાલો થઇને તેથી તમોને ડાન્સ કરવા પુછી શકું?" તેને પોતાની મુછ સરખી કરતાં સાદાઇમાં પુછયું.

"કાંય, તમે તો કહેલું કે તમે કદીબી ડાન્સ કરતા નથી!" તે અચરતીથી બોલી.

"પારડન મી." તેને જવાબ કર્યો. "મેં કહેલું કે ડાન્સો માહરી લાઈનમાં નથી. અને તે નથીજ, જો કે મને કૉન્સર્ટોમાં જવાનો માહવરો ઝાઝો છે. મગર જયારે હું ડાન્સમાં જાઉંછ તાહરે તો મને તેમાં ભાગ લેવા ગમેછ. તમે એ પછીના ડાન્સ માટે રોકાયલાં છો, મીસ સનો?"

જવાબને વાસ્તે જરા આનાકાની કરતી તે ઉભી હતી તેટલાં એક જવાન મરદ ઉશકેરાયલો ને હાંફતો તેઓ તરફ આયો.

"ઓ, અહીં છેવ કે, મીસ સનો? હું તમોનેજ શોધતો હતો!" તે આચીં મરે હતો. "આંય વૉલ્ઝ માટે રેકાયલા છો?"

"હા," આઈરીને તરત કહી દીધું.

તેણીએ તેના આતુર ચહેરા પરથી તેણીના નવી ઓલખવાલા તે ઘંભીર દેખાવના મર્દાનગીભર્યા ચહેરા તરફ

જોયું, અને તે ગરીબ બીચારો હુશીયાર જવાન સોલીસીટર હૅરોલ્ડ બ્રાઉનની આગલ સાધારણ જેવો તેણીને લાગો.

"એન્ગેજ થયાં? કોણ સાથ તે હું પુછી શકું?" આર્ચી મરે નિરાશ થતાં જીગરે બોલ્યો.

"માહરી સાથ, સાહેબ," હૅરોલ્ડ બ્રાઉને તેની તરફ ફરતાં ઠંડાઇથી જવાબ આપ્યો.

"ઓ, હું તમારી માફી માંગુંછ! મેં તમોને નહી જોયલા," તેને કંઇક અજબ થતાં ઉમેર્યું. "મગર તમારી પાસ તમારો કાર્ડ તો હોશે, મીસ સનો? નેકસ્ટ વૉલ્ઝ તમે મને આપશો?"

"મીસ સનો, તે પછીના વૉલ્ઝ વાસ્તે બી માહરી સાથ એનગેજ થયલાં છે," મી. બ્રાઉને ઘંભીરઇથી આઇરીનને બદલે જવાબ આપ્યો.

"ફકટ બે," તે જવાને પોતાનો હાથ ઑફર કીધો, જે તેને મંજુર રાખ્યો, અને તેની સાથ સ્વપ્નામાં જતી હોય તેમ ઓરડામાંથી બહાર પડીને બૉલ રૂમ તરફ જતાં હૅરોલ્ડે કાલાવાલાથી માંગી લીધું.

મી. બ્રાઉન સારો ડાન્સર હતો, એટલે આઇરીનને તે ડાન્સમાં ઘણી મજાહ પડી.

"ઓ, ડીલાઇટ ફુલ!" થોડાક ટર્ન પછી મી. બ્રાઉને તેણીને થોભાડી કે તે ખુશાલીથી બોલી. "ઓ, ડાન્સીસ તમારી લાઇનમાં નથી કરીને તમે કેમ કહી શકોછ? તમે

દરેક ચીજ જે બોલોછ તે-તે એનીજ માફક તદન સચ્ચાઈથી વેગલી કે ?" અને તે હસી.

"એ તદન સાચ્ચુંજ છે, મીસ સનો," તેને બચાવમાં કહયું. "ગરીબ માણસો પોતાને મનને ગમી મજાહ ભોગવી શકે નહી, અને હું એક ગરીબ માણસ છું. આપરે એક વધુ ટર્ન લઇએ ?"

તેઓ ફરીથી નાચવા લાગાં. તે જવાનના ચહેરાપર સંતોસનો મલકાટ ફેલાયો. તે ડાન્સ પુરો થતાં મી૦ બ્રાઉને વચલે ઓરડે ખુણામાં જઇને બેસવાની સુચના કીધી.

"આપરા બીજા ડાન્સ અગઉ જરા વીસામો લઇએ," તે બોલ્યો.

તેની મોટી અચરતી વચ્ચે તે છોકરીએ વાંધો નહી ઉઠાવ્યો. તે બાળા ગરીબાઈથી તેની પુઠે બીજા ઓરડામાં ગઇ અને તેટલીજ ગરીબાઈથી મીસ્રીસ બાઉટનનાં માનીતાં ઑારચીડસનાં મોટાં કુંદાંથી અરધા સંતાયલા એક સોફા પર તે લઇ ગયો તે જઇને બેઠી.

તેને ગરીબ હોવાનું દેખઇતા સચ્ચાઇના જોશ સાથ કહ્યું કે તે મધુરી આઇરીન પાણી કરતાં પાટલી થઇ ગઇ.

"જો હું જાણુતે કે એ ગરીબ છે તો કેવાં એના મોકલેલાં ફુલને ફેંકી દેવાને બદલે સાચવતે!" આનંદી લોકો વચ્ચેથી પસાર થતાં તે પસ્તાવામાં મનસે ચટપટ કરવા લાગી.

"તમે જોવની," તેઓ બેઠાં કે આઇરીને કહયુ. "તમે કોણ છેવ તે જાણ્યા વગર, મેં ધારી લીધું કે તમે શ્રીમંત

છેવ. અને જે ચીજ એક ગરીબ તરફની મોટું માન કહેવાય. તે એક પૈસાવાલા તરફથી અપમાન છે."

તેને ફરીથી હોઠો પરનો મલકાટ છુપાવા મુછ સમારવા માંડી.

"હું સારી સ્થિતીનો હતો એવો ખ્યાલ તમે શાપરથી લઈ ગયા તે હું નથી સમજી શકતો, મીસ સનો," તેને કહયું. "માહરી અગઉ માહરાં કુટુંબનાં સારી હાલતમાં હતાં, પણ હું તો, માહરી બાકીની જીંદગી ગરીબાઈમાંજ અવત્યાં મારીને પુરી કરશ એમ લાગેછ."

આઈરીન તેને નવાં આકર્ષણથી જોવા લાગી. તે પોતે જુવાન હતો, અને બુધ્ધીબલનો સારો હીસ્સો ધરાવતો હોય તેવો દેખાતો હતો. તાહરે તે કાંય ટુંક ગુજ્નસમાં પડી રહે?

"મી૦ બ્રાઉન, જો કરવા માંગે તો, બેશક, દરેક જણને કામ મલેછ?" તેને નરમાસથી સુચવ્યું.

તેને આતુર આંખ્યોએ તેણી તરફ જોયું.

"મીસ સનો, હું વિચારૂંછ કે માહરી હાલત તમોને સમજાવી શકું-તે જેવી છે તેની-થોડાક શબ્દોમાં?" તે ઉતાવલે બોલ્યો. "માહરા બાવા સઉથી નાહ્લા દીકરા હુતા. મગર તેવણ નાહ્લા દીકરા તરીકે કંઈ છેક બતંગ હાલતમાં નહી હુતા. તેવણને ઠીક પુંજી માહરા બપાવા તરફથી મળી હતી. મને લશ્કરી તાલીમ આપવામાં આવી ને કમીશન મલ્યું. તે પછી એવણે પોતાની પુંજીથી સટટો કીધો ને બધું

ગુમાવ્યું. એટલે મને માહરૂં કમીશન રીઝાઇન કરવુ પડ્યુ અને તે પછી હું ખાનગી સેક્રેટરી બન્યો. કંઈ ખાસ પ્રસંસા પાત્ર નોકરી તો નહીજ, ખરૂંની?"

"હું નહી જાણુતી," નાહુની આઈરીને વિચારવંત રૂપે તેની તરફ જોતાં જવાબ કર્યો. "મગર, કદાચ કંઈ બીજું એવું હોય જેના તમે આજુમંદ હોવ."

"જયારે મેં એ સેક્રેટરીશીપ જે હું હાલ ધરાઉંછ તે મંજુર રાખી તે સેવટનાંજ વિચારથી. હું મ્યુઝીકનો ઘણો શોખીન છું ને સારો ટેનૉર રાગ ધરાઉંછ, માહરા દોસ્તો માનતા હતા કે હું ગાયણને માહરો હુન્નર કરશ. એક પૈસા-વાલા સગાએ મને ઈટલી મોકલવાની માંગણી કીધી, મગર મેં તે ના પાડી, ને આમ નોકરી કબુલ રાખી. એવાજ વિચારથી કે માહરે આગળ સ્ટડી કરવું. મેં સ્ટડી કીધું, અને તેબી સારા શીક્ષકોનાં હાથ તળે. મને ઑપેરામાં ટ્રાય કરવાની સલાહ મળી. મેં તેમ કીધું, અને માહરો પહેલ્લો જાહેરમાંનો દેખાવ માહરા કમનસીબે દેહલ્લોજ પુરવાર થયો. તમે, તમારી સાંમે ઘણા પ્રોફેશનલ નિશફળતામાંનાં એકને જોઓછ, મીસ સનો. એથીજ તો હું એક ચોક્કસ સુંદર જવાંન બાનુમાં કાલજી ધરાવતો થયો જે એક દહાડો લગ-ભગ ગાડી તળે આવી ગઈ હુતી ને પોતાના હાથમાંનાં પ્રોગ્રામસ જમીનપર વેરી નાખ્યા હતા. હું નિશફળતા તરીકે-તમારી દોસ્તીના માનની ભાગ્યેજ આશા રાખી શકું કેમ?"

"ઓ, એમ કેમ તમે બોલી શકોછો. મી૦ બ્રાઉન" આઈરીન મીઠાસથી બોલી. તે સુંદરીની આંખ્યો ચમકતી હતી, તેણીના રેખસારો ગુલાબી બન્યા હતા." હું ધારૂંછ કે તમે ફ-તેહુ પર ઘણો મદાર બાંધ્યો હોશે. પણ હું જાણુંછ કે મોહુરા વ્હાલા બાવાજી જેવણુમાં કાલજી ધરાવતા હતા તેવણુને મલવા માહુરાં માયજી ઘણાં ખુશી થશે. તમે આવીને હમોને મલશો? હમારૂં ઘેર ગરીબરૂં છે-થોડા વખતમાં હું આશા રાખુંછ કે હું સારી કમાની કરી શકશ જેથી માહુરાં બીચારાં માયજી સારી રીતે રહી શકે!"

"હું ખાતરીથી તે માનુંછ," તેને જોસથી કહયું. પછી તેને તેઓનું સરનામું પોતાની પાકેટ બુકમાં ટપકાવી લીધું. "અને હવે આપરે બીજો ડાન્સ શરૂ કર્યે." જાણે તે એક નક્કી થયલી બીના હોય તેમ તે બોલ્યો.

બેધ્યાનપણે તેની સાથ બૉલ રૂમમાં જતાં, આઈરીન, ભુલી ગઈ કે તે જવાને તેણીની મરજી પુછયા વગરજ તે ડાન્સ નક્કી કીધો હતો. છેક જ્યારે મી૦ મરે તે પછીના બીજા કવીડ્રીલ સારૂં તેણીને લેવા આયો ત્યારેજ તે ભાન-ભુલી બનેલી સુંદરીને તેનો ખ્યાલ થયો.

જે પછી તે જલદીજ તાંહાંથી વિદાય થઇ.

જ્યારે તે ઘર પોંહચી તાહરે તેની માતા તેનોજ વિચાર કરતી બેઠી હતી. તે દરેક હેતવંતી માયોની રીત મુજબ પોતાની લાડકી બેટી માટે હવામાં કીલ્લા બાંધતી મનમાંજ મલકાતી તે બેટી સારૂ જાગતી બેઠી હતી.

બહાર મોતરનો અવાજ સમજાયો ને ઘંટ વાગો કે તે પોતાનાં ખુશનુમા સ્વપનાઓમાંથી જાગરૂત ઠઇ.

"માહરી મીઠી દીકરી, કેવી ભલી કે જલદીથી ઘેર આવતી રહી!" તે હેતથી પટપટી, "હસતો દશ વાગ્યાછ! હું આશા રાખુંછ કે આજની સાંજ નાઉમેદ કરનારી નહી નિવડી હોય. એની પેલી મગરૂરી બળેરે—"

બારણું ખોલતાં તેને અધીરાઇથી આઇરીનના ચહેરામાં જોયું, અને તે બેટીના રૂખસારો પર સુરખી ને આંખ્યો ચલકતી જોતાં તે હેતવંતી માતા ઘણીજ ધીરજ પામી

"લેવ, માયજી, હું આવી!" તેણે ખુશાલીથી પુકાર્યું, તેણીએ સફેદ ઇવનીંગ કલોક ઉડારીને સોફા ઉપર ફેંકયો. હું જાણુંછ કે તમે પુછવા ચાહો કે મેં મજાહ કીધી કે? હું ધારૂંછ કે, હા! બાઉટનવાલાં એટલાં માયાલુ થયાં, અને પેલો મ્યુઝીકલ ટીકાકારબી તાંહ હતો પેલો જેને પેપરમાં માહરે વાસ્તે લખેલું તમે જાણોછની? એ ઘણો કદરૂપો માણસ છે, પણ તેને મને પ્રોગ્રામ ઉંચકી આપવાવાલા ગ્રહસ્થ સાથે ઓલખાવી, અને તમે શું ધારોછ? તે તો કોઇ હેરોલ્ડ બ્રાઉન છે, તે બાવાજીને ઓલખતો'તો ને ઘણા માનથી ચાહતો હતો!"

મીસીસ સનો પોતાની બેટી તરફ તે બધું નહી સમજ પડયું હોય તેમ જોવા લાગી, તે જરા ઘભરાયલી બી નજરે આવતી હુતી.

"માહરી વ્હાલી તું શું કહેવા માંગેછ? પ્રોગ્રામવાલો ગ્રહસ્થ! કીયો ગ્રહસ્થ-કીયા પ્રોગ્રામ?" તેણીએ અચરતીમાં પુકાર્યું.

"ઓ, માયજી માહરાં, ખચ્ચીત તમોને યાદ તો હોશે મેં તમોને એક વખત કહેલું કે રસ્તામાં માહરા પ્રોગ્રામ સરી પડેલાં અને તે ઉંચકી આપવામાં એક ગ્રહસ્થે, એ મને મદદ કીધેલી! એક તદન ગ્રહસ્થ જેવા દેખાવનો—"

"શું? પેલો માટીડો જેની તરફ તું ગુસ્સે થયલી તે! તું માનતીતી કે તેને સીદધો જઈને તાહરા કોનસર્ટની ટીકીટો ખરીદી હતી, અને તેથી તાહરી મગરૂરીને સખ્ત ફટકો લાગો ને તેં તે મોટુ અપમાન માની લીધુંતું ને તેમા બચાવમાં તું કંઇબી સમજવા સાફ ના પાડતીતી."

"ઓ, મગર હવે હું સમજી, માયજી માહરાં!" સુંદર આઇરીને ચહેરામાં લાલ થતાં ને મીસીસ સનોના પગ આગલનાં સ્ટુલ પર બેસતાં કહયું. "તે તો બધું બરોબર છે. ના બીહો, માય, હું માહરો ફ્રોક નહી બગાડું. વૅલ મી૦ બ્રાઉન આપરામાં કાલજી ધરાવેછ-માહરાં માં-માહરા બાવા જીને ખાતર મને એક તેવણનું લખેલું કાગળ સઉ બતાવ્યું. તેને કાલી શોગની કિનારી હતી."

"તાહરે તો હું ખાતરીથી માનુંછ કે તે તાહરા બાવા તરફનું નહીજ હોશે, કેમકે તેવણે તાહરા જનમ અગઉજ પોતાનાં અતલગનાં સગાં વ્હાલાં ખોહયાં હતાં!" શંકાશીલ

બનતાં મીસીસ સનો બોલી ઉઠી "કોઇ બી 'સનો' ઘણું જીવ્યુંજ નથી."

"તેમાં આંચ તો તદનજ નહી," આઇરીને હેતથી પોતાની માયનાં ચહેરામાં જોતાં કહ્યું. "વ્હાલાં માયજી, આંચ તો, મી૦ બ્રાઉન રગબીની સ્કુલમાં શીખતા છોકરા હુતા તે વખતે તમે બેઝી આઇરીનને ખોહી તાહરનું લખાયલું છે. જયારે હું જનમી તાહરે તમે માહરાં જનમની ખબર ન્યુસપેપરમાં છપાવેલી કે? માહરા બાવાજીની હું દીકરી હુતી એ જાણુતાં મી૦ બ્રાઉન તો બધા અજબ અજબ થયા, અને—"

આઇરીન જરા ચોંકતાં અચકી ગઇ. તેણીની આંખ્યો વાત કરતાં બધો વખત પોતાની માતાનાં મોહના પરજ જોતી હતી, અને જેવો તેણીએ તે દેખઈતો નિરદોષ સવાલ પુછયો કે તેને તે માતાની નરમાસવાલી ભુરી આંખોમાં બીહક-બલકે ધાસ્તી-છવાતાં જોઇ.

"તું-તું શું કહેવા માંગેછ, આઇરીન? કેવો અજબ જેવો કાનાસોરી ભરેલો માણુસ! કેવો માથા મારૂં-અને-હા વરી-અસભ્ય માણુસ! હું આશા રાખુંછ કે એવા એક બેઅદબ માણુસ સાથ તું કશી રીતનો વેહેવાર નહી રાખશે!"

આઇરીને અગઉ કદીબી પોતાની માયને એવી નજીવી બાબદમાં હડબડી ગયલાં ને અસ્વસ્થ બનેલાં જાણ્યાં નહી હુતાં.

"પણુ, માયજી, તેવનની કંઇબી ખરાબ મતલબ નહી હુતી!" તે તામસી સ્વભાવની છોકરી જેટલી તે અણુજાણુા

તરફનાં અણગમાંથી ખેંચાઈ ગયલી તેટલી હવે તે નવી પીછાણવાલાનો બચાવ કરવા આતુર બની. "હુ ધારૂંચ કે જયારે તેવને મને જોઈ તાહરે તેવન માની વટીક શકયા નહી કે હું માહરા 'ડેલીકેટ' બાવાની દીકરી થતી હુતી. હું કોણના જેવી છેઉ, માય? બધાં સનો, એવાં નબળાં બાંધાંનાં હતાં અને માહરૂં મલતાપણું તમે તમારાં કુટુંબમાં બી કદી જોયું નથી!"

"હું શું જાણું, તું તાહરા બાપદાદા જેઓ વાસ્તે આપરે સમજયું નથી કે સ્વપને વટીક ખ્યાલ નથી કીધો તેઓને કદાચ મલતી આવતી હોય." મીસીસ સનોએ થોડોક પોતાનાં મનપરનો કાબુ મેલવી લેતાં કહયું. "મગર, આઇરીન દીકરી, તું તો હજુન બચ્ચું છે—પણ માહરી ગેરહાજરીમાં તું કોઇબી અણજાણાઓ સાથ ઓળખાન કરે તે મને જરા થઈને નથી ગમતું."

મીસીસ સનો દેખઈતી બેચેન બની ગઈ હુતી, મગર નિખાલેસ, ભોલી આઈરીન, પોતાના જનમ સાથનાં ભેદ ભરમથી બેખબર, તેને પોતાની માતાના બહાનાનો કેમ સ્વપનેબી ખ્યાલ થઇ શકે? તે બાળાએ પોતાની માતાને મનાવી લેવા તે હેરોલ્ડ બ્રાઉનની જીંદગીનો હેવાલ, તેને મોહનેથી જે સમજયો હતો તે ઘણી અસરકારક ક્રિસમે તે હેતવંતી માતાને કહી સમજાવ્યો, અને એક વખત તે જવાનને મલવા મંજુરી મેલવવાનો સંતોસ મેલવીનેજ તે સુતી.

"વ્હાલાં માયજી! કેવાં જલદી મનઇ જાય છે!" આઈરીને તકયાપર પોતાનું સુંદર માથું મુકતાં વિચાર્યું.

જો તેણીએ પોતાની માયનાં વિચારો વાંચ્યા હુતે તો તે ગરીબ બાળા એટલી નચીંતાઇથી નિંદમાં પડતે નહી. બીજા ઓરડામાં તે અઢાર અબળા આગલી પાછલી યાદ કરતી નાહીંમ્મત બનીને, બીહુકથી ધ્રુજતી ભવિષ્યનાં પેટામાં ટીકતી બેઠી હુતી.

"માહુરે તેને મલીને જોવું જોઇએ કે તે કેટલું અને શું જાણેછ?" તે માતાએ દુઃખી જીગરે ચિંતાતુર બનતાં મનસે વિચાર્યું. "અને માહુરે વધારે થોભવું બી નહી જોઇએ, નહી તો એ પોતાની ભયંકર સુચનાઓ બધે કહેતો ફરશે, અને લોકોને શકમંદ બનાવશે, જે ચીજ લીડસ્ટૉન વાલા, માહુરા ને ઈસ્ટ એન્ડનાં રહેવાસીઓ સીવાય કોઇ જાણતું નથી-તેઓ તો બીચારા અત્યાર અગઉનાં હુમારી હુસ્તી બી ભુલી ગયાં હુશે-તે અમથી હોહા કરાવશે."

---

## પ્રકરણ ૪ થું.

---

બીજી સહુવારેજ એક ચીઠી લખીને તે હૅરોલ્ડ બ્રાઉનને મીસીસ સનોએ તેડાવી મંગાવ્યો, ને આઇરીનને ઉલટું સુલટું સમજાવીને તે ઓરત મી૦ બ્રાઉનને થોડાક વખત એકાંતમાં મળી. તે તે મુલાકાતથી નચીંત ને ખુશી થયલી લાગી. વળી તે જવાને સારોજ છાપ તે અબળાનાં મનપર

બેસાડેલો લાગો. તેને આઈરીનને કેઠે બી એખલી નહી મોકલવાની સલ્લાહ આપી, અને પોતે બને તેમ તેઓની સંભાલ લેવાનું જણાવ્યુ. તેને તે વડી અબળાને સમજાવ્યું કે ખુબસુરત ને જવાન આઇરીન માટે એમ એખલું જવાનું જોખમભરેલું હતું. તેને કહયું કે તેણીના બાપ જેવા એક ભલા માણસનું બચ્ચું એ ધંધાથી ખરાબ ને હલકા લોકોનાં ઘાડા સમાગમમાં આવે તે ઠીક નહી. તે બધું પોતાની માયથી સમજતાં મીઠી આઈરીન ઘણી ગુસ્સે થઇ. તેનું એમ વચ્ચે માથા મારવાનું અને જે ધંધો તે બાળાએ પોતાનાં ને તે માતાના ગુજરાન સારૂં પસંદ કીધો હતો તેમાંનાં લોકો વિસે એમ તેની માયને ભંભેરી મુકવાનું જરા થઇને તે મગરૂર છોકરીને ગમ્યું નહી.

એમ વખત વહેતો ગયો. એ દરમ્યાનમાં નાહની આઈરીન પોતાના ધંધામાં કદમ કદમ આગલ વધતીજ ગઇ. તેણીની ફ-તેહ નિસંશેહ હતી.

એક સહવારે તે પદી મી૦ બ્રાઉન પોતાના દોસ્ત જોનસનને મલવા ગયો.

સાહેબ સલામ થવા પછી તેને એક કાગલ પોતાનાં ગજવામાંથી કહાડીને તેના હાથમાં મુકયું.

"માહરે શું એ વાંચવું ?"

"હા."

તેના દોસ્તે પરબીડાંમાંથી કાગલ કહાડયું ને ભવાં જમાવીને વાંચ્યું, જે પછી તે ઉતાવલમાં બ્રાઉન તરફ ફર્યો.

"એ બીચારાને વાસ્તે ઘણું ખોટું થયું. મગર હું એને પીછાનતો નહી હતો, જ્યારે હું તુંને તો ઓલખુંછ. હું તુંને ખરાં દિલે મુબારકબાદી આપુંછ. ખરો નસીબદાર કે આંખનાં પલકારામાં તાહરૂં તકદીર એમ ફરી ગીયું. હું ધારૂંછ કે એથી તાહરાંમાં ફેરફાર તો એકદમ બેશક થશે."

"ફેરફાર થશે તો ખરોજ," હૅરોલ્ડ વિચારવંત ઢપે બોલ્યો. "અને તેથીજ તો હું તાહરી આગલ આયોછ. મને તાહરી સલ્લાહ જોઇએછ. હું જરા સકડામણમાં આવી ગીયોછ."

"ઓ!" મી૦ જોનસને ગાડી આંખે તેને ભોપતાં કહ્યું. "શું કંઇ ખોટું થયુંછ!"

"તેવું તો કંઈ નહી," હૅરોલ્ડે જવાબ કયો. "વૅલ, ખરૂં તો એ છે કે—હું પ્યારમાં પડયોછ."

"પેલી ખુબસુરત આઈરીન સાથે, એંહ?" મી૦ જોનસને મુછમાં હસતાં પુછયું.

"તેં કેમ જાણ્યું?"

"મેં કેમ જાણ્યું? મુર્ખા, માહરી આંખ છે જોવાની કંઈ લખોટા નથી! વૅલ, એથી તો બધું સરલ થઈ જશે નહી—આંય વચ્ચેથી કાંટો નિકલી ગીયો તે? તાહરો મરનાર કઝીન જો પરણ્યો હોતે તો તમે બેઉ હાથ ઘસતાં રહી જતે."

"નહી, એથી જરા બી સરલ થઇ જતું નથી." હૅરોલ્ડે ખુરશીમાં અઢેલીને બેસતાં ભરવટયાં ગણવા માંડયા, "ઉલટું, એથી તો માહરી જીંદગીની પહેલી પ્રોઢ ઇચ્છા—એને માહરી

મોહુરદાર બનાવવામાં કદાચ અડચન નડશે. મને માહુરા પોતાનત માટેજ ચાહીને પરણે એમ હું ઇચ્છુંછ, વળી, હું જાણુંછ કે જો ગીસ સનો આંચ બાબદ વિસે જાણે તો મને એને વાસ્તે જરા બી ચાન્સ નહી રહે—દુન્યા જેને ઉંચ હાલતનું ધારે તેવા સાથે પરણવા એ કદી કબુલ નહી થાય—અને હું પોતે બી એક સાધારણ ગરીબ સેક્રેટરી છું એમ તેને સમજવા દેવા સીવાય એ બાબદમાં આગળ વધવાની દરકાર ધરાવતો નથી."

"તું શું કહેવા માંગેછ ?" મી૦ જોનસન અચરતીથી તેને ટીકતાં બોલ્યો. "તું એ કેમ એ લોકોથી છુપાવશે ? એ મોડે કે વહેલે પેપરમાં આવ્યા વગર રહેશે નહી."

"પહેલે તો એ ખબર ને માહુરી સાથ લાગતું વલગતું હોય એમ એ ધારશે નહી. હું ખાતરીથી માનુંછ કે હું કોણ છેઉ તે એ જાણતી નથી. તુંજ એકલો એને કહી શકે તેમ છે—બીજું, લોકો જે મને ઓરખેછ તેઓ હમો વચ્ચેનાં સગપણનાં નાતાંથી અણજાણ છે. એ બધું છુપાવેલું છે."

"વરી પાછો મુર્ખો! હું ધારૂંછ કે કાજ કરનારાંઓએ તુંને પોતાના પંજામાં સપડાવવાનાં વિચારો તો કીધાજ હોશે, અને વરૂની માફક પોતાની ગોધા જેવી દીકરીઓની ટોક તાહરે ગલે ઓલવવા તાહરી પર ઉલટશે. વધુ વખત એ બીનાથી અંધારામા તો એ પોરી નહી રહી શકે. નહીં; જો તું તાહરી લૈલીને જીતવા માંગતો હોય તો તેં એ પર એકદમ મંડવું જોઇએ. એ કંઈ ઘણી મોટી 'કેચ' નથી—"

"જોનસન !"

"ઓ, વૅલ, એ તો નસીબદાર કે એ સુંદર અપસરાઓને માટે મરદોનાં વિચાર જુદા પડેછ, નહી તો કેમ કમઇ વરઇ જાય, ખરૂંની? એ મગરૂર બી ઘણીજ છે, શા પર એને એટલો તુમાખ રાખવો જોઇએ? એક ગરીબ પાદરીની દીકરી, જરા હુશ્યાર, ખુબસુરત ને મીઠા કંઠની-વૅલ, તું જાણેછની કે મને રાગની થોડીક પરખ છે, અને હું ભવિષ્ય વર્તુંછ કે એનો એ મીઠો રાગ ઘણા મહીના ટકશે નહી, અને તાહરે મૅડમોઇઝેલ શું કરશે? ગરીબ બીચારી!"

"તું એમ ખરેખર ધારેછ કે-કે એ ટકશે નહી?" હૅરોલ્ડે આતુરતામાં પુછયું, કેમકે તેને મજબુતઇથી લાગતું હતું કે આઇરીનનો એ આર્ટિસ્ટીક લોભ તેના રસ્તામાં એક નડતલ હતી.

"વૅલ, હું એમ માનુંછ."

મી૦ જોનસને તે પછી બીજા ગાનારાઓનાં રાગો અને આઇરીનનાં ખાસ રાગ વિસે પોતાના અંગત વિચારો જણાવ્યા. જે પછી તે બેઉ વચ્ચે થોડીક વધુ વાતચીત થઇ, જેને સેવટે હૅરોલ્ડે આઇરીન તરફની પોતાની વર્તણુકમાં મી૦ જોનસનની સલ્લાહ પ્રમાણે ચાલવાનું વચન આપ્યું, અને બીજી થોડીક મસલત કરીને તે બેઉ દોસ્તો છુટા પડયા.

# પ્રકરણ ૫ મું.

"તું તાહરી ફ-તેહ માટે ઘણી ઠંડઈથી વરતેછ, ડારલીંગ," એક દહાડે ખુશાલીથી છલાછલ ભરાયલાં જીગરે એક અથવાડીક ચોપાન્યામાંથી-જે આર્ટ ને આર્ટીસ્ટો માટે પોતાના વિચારો દર્શાવવામાં સખ્ત હતું તેમાંથી-આઇરીનની ભારે વખાણની એક આર્ટીકલ મોટેથી વાંચી રહેતાં તે હેતવંતી માતાએ પરિચારો કીધો, "કોઈ તો એમજ ધારે કે તું ખરેખર દરકાર ધરાવતી નથી!"

"મને લાગેછ કે નહી," આઇરીન બોલી, ખુલાસાથી કહેતાં તેને નિરાંત વલતી હોય તેમ લાગું. "હું નહી જાણુતી કે મને શું થયુંછ. મને એવું કંઇ ડલ લાગેછ, એવો કંટાલો આવેછ, જાણે મરૂં કે જીવું તેની મને દરકાર નહી હોય. આવું ચલકતું તડકું પડેછ, પડેછની? મગર તે કોઈ રીતે તડકાં જેવું લાગતું નથી-તાજી ને ખુશાલ કરવાને બદલે એથી મને ઉકલાટ લાગેછ ને ઠાક ચહડેછ. અને લેસન આપતાં વધુ ને વધુ મુશકેલ થતું જાએછ. માયજી, એ મને શું થતું હોશે?"

મીસીસ સનોએ પેપર હાથમાંથા પટકી દીધું ને પોતાનાં એકપુરા બચ્ચાં તરફ ફીકરથી જોવા લાગી.

"માહરી વ્હાલી, તું કામનાં બોજાથી કચડઈ જાયછ!" આપરે ડાકટરની સલ્લાહ તરત લેવી જોઇએ!" તેને ઘભરાતાં કહયુ.

મગર આઇરીનને તે પોતાની વિચિત્ર રીતભાત વિસે કહ્યાથી ઘણો ફાયદો થયો હોય તેમ લાગ્યું, ને તેને ડાકટરને વાસ્તે તો સાફ ધસીને ના પાડી. તેને કહ્યું કે તે હમણાનાં જેવી બદનમાં તંદરોસ્ત અગઉ કદી નહી હતી. તેના કહેવા મુજબ એ તો તેની બેપરવહી ને મંનનો કંટાલો તેને ફરીયાદ કરવાનું કારણ આપતો હતો.

"માહરે એવા ધખારાઓ ખંખેરી નાખવા જોઇએ," તેને પોતાની આયને કહ્યું.

અને થોડાક દહાડા સુધી તો તે તેમાં થોડી ઘણી ફત્તેહ બી પામી. તે હરેલ્ડ બ્રાઉનને મલી નહી હતી, અને તેની ગેરહાજરી ખાનગી માનીને જાહેરમાંની તેને ખટકવા લાગી, તે સુંદરીએ બીજા કૉનસર્ટોમાં ગાયું હતું, અને પ્લૅટફોર્મ પર પુગતાંજ તે શ્રોતાજનો પર એક ઉતાવલી નજર ફેંકતી; મગર એક બી વખત તે ડાર્ક ગમગીન ચહેરો, ઉંડી ઘંભીર આંખ્યો વાલો તેને જોયો નહી.

ત્રણ અઠવાડીયાં બોલ બોલતામાં વહી ગયાં, અને સુકા ગરમ દીવસો, પોતા સાથ દુન્યામાં વહીતરૂં કરનારાઓને માટે આલસઇ ને કમજોરી લેતા આયા. આઇરીનને મી. બ્રાઉનની હાજરીની ખોટ ઘણી જણાવા લાગી હતી. એકાદ બે વખત તો, કેમ તે નજરે ન પડતો હતો તેપર મીસીસ સનોએ પોતાની અચરતી સઉ દર્વાની, મગર બાહોશ આઇરીને બીજીતીજી વાત કરાવીને તે બાના પોતાની માયનાં મનમાંથી વિસરાવી નાંખતી.

એક રાતનાં તે બાળાને ઘણો મોટો 'શોક' લાગો.

એક 'બેનીફીટ કૉનસર્ટ'માં ગાવા સારૂં આઈરીનને રોકવામાં આવી હતી. તે રાતનાં આઈરીનને ઘણી ઠાક લાગ્યા કીધી.

"તોફાન થવાનું હોશે," તે કૉનસર્ટ વાસ્તે હુંકરાવી જતાં તે છોકરીએ પોતાની માય આગલ રીમાર્ક કીધો. "મને એવી કંઈ લાગણી થાયછ કે જાણે હું માહરૂં મોહનું ઉંધાડશ અને એકબી સુર ગલાંમાંથી નહી નિકલશે."

"ઓ–ચેરી છોકરી!" મનમાં પુષ્કલ ઘભરાતાં, પણ હુંમેશની માફક બહારથી હુંમ્મત બતાવતાં, મીસીસ સનો બોલી. અને તેઓ આર્ટિસ્ટોનાં લગતા ઓરડામાં થોભેલાં હતાં. તેટલાં મી૦ જોનસનને દાખલ થતો જોતાં તેને પોતાનાં અચોકસ દગ દગા માટે તે જવાંન સાથ વાત કરવાની ઈચ્છા થઈ. તેથી આઈરીનને ઓરડાને બીજે નાકે કોઈ સાથ વાતમાં ગુંટાયલી જોતાં, તેને તેઓ તરફ માયાથી વરતતા તે ભલા ક્રીટીકને ઇસારત કીધી, કે તે તરત આવીને તેણીની પાસેની ખુરશીમાં ગોઠવાયો. મીસીસ સનોની રીતભાત ને તે ઘરડીના ચહેરાપરથી તેને વાંચ્યું કે તેનો નાહનો પ્લૉટ અસર કરતો હતો.

"હું જાણુંછ, મી૦ જોનસન કે માહરી આઇરીનને વાસ્તે હું તમારી સલ્લાહ પુછું તે તમે મનમાં નહી લેશો, હું ખરેખર એને વાસ્તે ઘણી બેચેન બનીછ," તેણીએ વિશ્વાસથી તેને જણાવ્યું. "એ નથી ભરી ભુખે જમતી, ને વરી સુસ્ત બી ઘણીજ રહેછ, મેં આગઉ કોઈ વખત એને

એવી જોઇ નથી. એની ફ-તેહોથી વટીક એ ખુશી થતી દેખાતી નથી મને તો ધાસ્તી લાગેછ કે કામનો બોજો એની ઉપર ઘણો પડેછ. તમે શું ધારોછ?"

મી० જોનસન જે માન ને કાલજીથી વધુ સમજતો દેખાતો હતો, તે આઈરીન ને ધ્યાનથી તપાસવા લાગો.

"મને નહી લાગતું કે કામનો બોજો ઘણો હોય," તે બોલ્યો. "એવણને હવા ફેર શું મલેછ? તમે પરાંમાં કેઠે ગીયાંછ? નહી? મીસ સનો છેક એવાં થઇ ગીયાંછ તેમાં તાહારે તો જરા બી અચરતી નહી! આંય જાતનાં ઉંચ પ્રકતીના માણસોને ચેન્જની જરૂર હોયછ, બાઇ. એક સરખી જીંદગી, એ લોકનાં રાગનો નાશ કરેછ ને સેવટે તેઓને બી પાયમાલ કરેછ. હું તમારાં દીકરીમાં ઘણી કાલજી ધરાઉંછ. મેં જોયુંછ કે એવન જાડા સાહદે હમણા હમણાં ગાયછ. હવે કાંય તે હું જાણુંછ. એવનને હવા જોઇએછ, બાઇ—હવા! હું શું કરશ તે હું તમોને કહેવશ. મને ચોખ્ખી હવાની જરૂર છે. હું તમો લોકને પરમ દહાડે નદી તરફ લઇ જવશ, અને માહરા એક ફ્રેંડની જગોપર આપરે પીકનીકે જઇશું. નહી, ઠેંકસ! તમે એવનને માહરી પર છોડો ને બધું સરખું થશે." અને તે માતા જે પોતાની દીકરી ખાતર હઝારો ખુશીથી મરવા બી તૈયાર થાય તેણે તેની સલ્લાહ મુજબ ચાલવા કબુલ કીધું તેમાં કંઇ અજાયબી?

મી. જોનસન તે પછી મીસીસ સનોને છોડીને આઇરીનની પુઠે ગીયો. ઘણા ઉશકેરાયલા મન સાથ પ્લોટફોર્મ

પર જતાં બીહુકે તે બાળાનાં દિલમાં ઘર કીધું, તે કામ લાગીને ઘણી ધાસ્તી લાગવા માંડી. મગર તેને સખ્ત જેહેમત એચી, અને બને તેટલી લાગણીથી પોતાનું ગાનું ગાયું. તે ગીત પુરૂં થતાં વખાણમાં લોકો તરફથી તેને સારી શાબાશી મલી, કે એક મુશકેલ સમય પસાર કરવા માટે તે મનમાં પોતાને મુબારકબાદી આપવા લાગી, મગર તે નમન કરતાં-હંમેશ લોકોની તાલીઓનો અવાજ વધુજ જોશબંધ થતો હતો-તેને બદલે એક ભયંકર અવાજ તેને કાને પડયો-તે ધીસો હિસ હિસનો અવાજ હતો!

તેનું મોહોત થઇ ગયું. ગરીબ બાળા! તેને ઇચ્છયું કે ધર્તી ફાટીને તેમાં તે ગરક થઇ જાય! તે મુશકેલીએ પોતાના મનનું સમતોલપણું જાલવી શકી, અને શાંત રહેવાની જેહેમત કરતી, ધીમે પગલે મગરૂરીથી સર ઉંચું રાખીને મોહોત જેવા ફીક્કા ચહેરા સાથ, તે બાપડી પ્લેટફોર્મ છોડી ગઇ.

"કંઇજ વખાણમાં બોલતા ના! મને 'હિસ' કરવામાં આવી," હેઠે ઉતરતાં મી. જોનસન સામો મલતાં તે ઉશકેરાતમા બોલી.

"ચપ કરો!" તે બોલ્યો. પછી તે તેણીને માયાથી એક ખુણામાં લઇ ગયો અને તેણીને સચ્ચઇ શું હતી તે કહી-તે સચ્ચઈ જેથી તેને રચેલી બાજી સેહેલી ઉતરનાર હતી. "મેં હીસનો અવાજ સમજયો," તેને કહયું "અને તેનું કારણ હું તમોને કહેવશ, મીસ સનો. તમે જાડા, ખોખરા સાહદે ગાયું, છેલ્લી થોડીક વખત થયાં તમે ખોખરે

સાહદે ગાયું છ. હું તમારાં ભલાંમાં છેઉ, અને હવે ખુલાસાથી કહેવું સારૂં છે-તમે માહરી શીખામણ મુજબ નહી ચાલશો તો તમારાં ધંધામાં તમે તદન નાંશ થઇ જશો.”

ગરીબ બીચારી આઇરીન! તેની લાગણી તે સમજતાં કેવી હશે તે કહેવાની જરૂર છે?

## પ્રકરણ ૬ થું.

તે પીકનીક પછીની સાંજ હતી. આઇરીનને તેની માતા મી૦ જોનસન સાથ પીકનીકે ગયાં હતાં. મી૦ જોનસને પોતા સાથ પોતાના દોસ્ત હૅરોલ્ડ બ્રાઉનને બી લીધો હતો. એટલે શું બન્યું તે ખુલાસો કરી કહેવાની વાંચનાર અગત છે? ભલો જોનસન મીસીસ સનોને પોતા સાથ ડ્રાઇવે લઈ ગયો ને આઈરીન એખલી પડતાં અધીરા બનેલા હૅરોલ્ડે તે ટકનો લાભ લેવામાં દેરી કીધી નહી. વધુ લંબાન ન કરતાં એટલુંજ કહેવું બસ થશે કે તે બેઉ જણ એક બીજાને વરવા વચનથી બંધાયા. જ્યારે તે ખુશ વધામણી પોતાની માતાને કહેવાની આઇરીને હુજ્જત લીધી.

તે બીચારી ભોળી ભાળી આવતી આફતથી બેખબર તે ખુશ વધઇ પોતાની માતાને કહેવા અધીરી પડી હતી. તે કેમ તેના તકદીરમાં શું લખેલું હતું તે જાણી શકે?

રાતનાં ઘેર પુગતાંજ તે ખુશી ભરી ખબર પોતાની માતાને કહેવાની તે હેતવંતી બેટીએ ઉતાવલ કીધી. તે તેથી જાંહાં તેની માતા, આખા દહાડાની ઠાક પછી ઈઝીચેરમાં અરધી ઉંઘમાં પડી હતી તાંહાં ગઇ. હેરોલ્ડ તેણીનોજ કબુલ થયલો લવર હતો ને ભવિષ્યનો ભરથાર થનાર હતો તે વિચારથી અરધી શરમાલપણે તે બાળા બીચારી હર્ષ ઘેલી બની ગઈ હતી.

"હવે ઘોલ્યા પર જઇને ઘોંટલો લેતે. દીકરા, મીનબતી સલગાવ, મને તો ખુબ ઉંઘ આવેછ," મીસીસ સનો ઉંઘ-ણુસી પણે બોલી.

આઈરીન ખંચઇ. તેને પોતાનું કન્ફેશન કરવા શું સહવાર સુધી તાહરે થોભવું? નહી–તે તો નહી બને!

"જરા થોભો, માયજી," તેણીએ એક ખુરશી ખેંચીને તે માતા નજીક બેસતાં કહ્યું. "આજે કંઇ બન્યુંછ તે મને તમોને કહેવાનું છે"

મીસીસ સનો આંખ ફફડાવતી તડી બેઠી.

"ઉતાવલ કર, તાહરે તો! આજે શું બન્યું હોય? હું તો તાહરી સાથ બધો વખત હતી."

આઈરીને હસ્તાં ને લાલ થતાં, ડોકું હીલવ્યું.

"નહી, નહી– બધો વખત નહી!" તેને જવાબ કર્યો. "તમે ચાલી ગયલા હમોને એખલાં છોડીને માયજી, અને તેથી તેમાં, થોડા ઘણો તમારોબી વાંક છે."

"દીકરી, તાહરે ખરાં વાલી નહી થવું જોઇએ," તેની માયે કહયું. "હું ધારૂંછ કે તું કહેવા માંગેછ કે મી૦ બ્રાઉને ધાર્યું હોશે કે મેં તુંને એખલી નહી છોડી જવી હતી. પણ ટેનીસની એક ગેમ સારૂં તુંને તેની સાથ એખલી છોડવી પુરતું સલામતી ભરેલું હતું." તેને પીજણુ કીધું.

"દેખાયજ કે તેમ નહી હતું!" ખુબ લાલ થતાં ઉશકેરાતમાં આઇરીન બોલી. તેને ધારેલું નહી કે એ કહેવાનું તેને એટલું મુશકેલ લાગશે. તેને તે કહેતાં ખુદ્દરતીજ ઘણી શરમ લાગતી હતી. તેની જીભજ જાણે નહી ઉપડતી હતી. "કેમકે-કેમકે-ઓ, માયજી, તમે નહી પારખી શકતાં, તેવન મને ચાહેછ!"

"તેવન-કોણુ?"

મીસીસ સનો હવે તદનજ સજાગરૂં બની હતી. તે ઘભરાઇ ગયલી નજરે આવતી હતી.

"હુરોલ્ડ!" તે સુંદરી હાથોની કોણી પગપર ટેકવીને તેમાં પોતાની નાજુક હડપચી ટેકવીને એકાગ્રહ ચીતે સામે ટાંગેલાં ઘડીયાલને ટીકવા લાગી. કહી દીધાથી તેને નિરાંત વળેલી લાગી.

"ઓ, આઇરીન—તે કેમ એમ?"

મીઠી આઇરીને અચરતીથી પોતાની માતા તરફ જોયું, તે વૃદ્ધ બીવા ચહેરાપર ધાસ્તીનો છાપ પડેલો વાંચી લઇ શકાતો હતો.

"એવન મને કાંય નહી ચાહે, માયજી? કાંય નહી હુ એવનને ચાહું—વખત આવવે એવન સાથ પરણું? વરસોને વરસો પછી?" તેને મગરૂર અવાજે જુસ્સામા પુછયું. "હું હવે જાણુંછ કે એવણુ સાચ્ચા છે—માહરી લાગણીઓએ મને જે કહેલું તેવાજ એવન છે, એક ભલા મરદ—એક ગ્રહુસ્થ માયજી, તેવને મને જોતાંજ ચાહી, તમોને કદાચ એ અજબ જેવું લાગશે—પણ હું બી તેવનને ચાહુંછ. આપણે વાર્તાની ચોપડીઓમાં વાંચયેછ તેવુંજ કંઇ લાગેછ, મગર એ તદન ખરૂં છે."

"ઓ, આઇરીન!" મીસીસ સનો મુશકેલીએ બોલી શકી, અને, ખુરશીમાં ઢગલો થઇને અઢેલી પડતાં તે એટલી તો ફીક્કી પડી ગયલી દેખઈ કે આઈરીને તેને બેસુદ્ધ થઇ ગયલી માની લીધી ને ઘભરાતાં સ્મેલીંગ સૉલ્ટ લેવા જવા ઉઠી પણ તેની માતાએ ઇસારતથી તેને પાછી બેસાડી.

"હું બીમાર નથી," તે બોલી, "ફકટ—ફકટ બાહાત થઇછ. ઓ, માહરી વ્હાલી છોકરી, મેં કેવું ઈચ્છેલું કે એ ટ્હી બને નહી! મેં ધારેલું કે તું કદાચ કોઈ ઈજજતદાર મરદને મલે—કોઇ ગરીબ પ્રમાણીક માણસને, જે તાહરી સાથ પરણવા ખુશી થાય. મગર, મી. બ્રાઉન! એ સારાં કુટુંબનો છે! ઓ, માહરાં બચ્ચાં, હું બીહુંછ કે એ નહી બનશે!"

"કાંય નહી, માયજી?" તેને જે સમજ્યું હતું તેપર તે પોતાના કાનનો ઇતબાર કરી શકી નહી, ને અજાયબીમાં

ફાટેલી આંખ્યોએ તે પોતાની માતાને ટીકવા પડી. "તમે ભુલોછ કે, બાવાજીનું ને તમારૂ કુટુંબ ગરીબ છતાં દુન્યામાં કોઇની બી સાથ જોડાવા જેવું પુરતું ઇજ્જતદાર ને સારૂં છે." મગરૂરીમાં પોતાનું સુંદર માથું ઉંચુ કરતાં તે છોકરી બોલી. "જે કોઈ મરદ, માહરાં સગાંઓને હલકાં ધારે તેની સાથ હું હરગીજ પરણું નહી, તેની ખાતરી રાખજો, માય. હેરોલ્ડ જેટલું માન માહરા બાવાજી વાસ્તે ધરાવેછ તેટલું કોઇજ ધરાવતું હોશે."

"હા." મીસીસ સનો દલગીર અવાજે બોલી. તેણીએ કીયો માર્ગ અખત્યાર કરવો? આઇરીનને દુન્યામાં ઝીપલાવવા દેવા અગઉ, પોતાના જનમ અને સગાંવહાલાંઓને લગતા ભેદભરમ માટે તેને અંધારામાં રાખીને, અને તેમ કરીને પ્યારનાં છટકાં સામે થવા તેને હથીઆર વગરની રાખીને શું તેને એક પવિત્ર ફરજમાં બેદરકારી ન બતાવી હતી? તેણીએ શું મોહોતનાં બીછાના પર પોતાના પતીને આપેલું પાક વચન તોડયું નહી હતું? "ઓ, બચ્ચાં, એવી રીતે ના બોલ—તેથી માહરા જીગરનાં કટકા થઈ જશે! મેં ઘણી ભુલ કીધીછ," દુ:ખ ને સંતાપથી દુરંદેશી રાખ્યા વગર તે પુકારી. "માહરે તુંને અગઉથી ચેતાવવી હતી—માહરે તુંને ઘણો, ઘણો વખત અગઉ કહી દેવું હતું, તેમ થતે તો તું આંય દુ:ખમાંથી બચી ગઇ હતે."

તેને પોતાને હીલવવા માંડી ને પસ્તાવામાં પોતાના હાથ મસલવા લાગી

આઈરીન પોતાની માયને ટીકવા લાગી. પહેલીજ વખત ઠંડી ગાંડી બનાવતી ધાસ્તી તે બાળકીનાં જીગરને પકડીને કચડતી હોય તેમ તેને લાગું

"તાહરે કંઇ એવું છે જે હું નથી જાણુતી ?" સવાલ કરતી ઢપે નહી પણ ખાતરીપુર્વક પણે તે ગુંગલાંતાં બોલી. "તમારી પાસે-કંઈ છુપો ભરમ છે!"

"તે છુપોજ રાખવાનું તું મનપર લય તો વધારે સારૂં, માહરા બચ્ચાં. ઓ, માહરૂં માન, તેજ બેહેતર થશે!" મીસીસ સનોએ પોતાના મનનું સમાધાન કરવાની કોશેશ કરતાં ધીમેથી કહયું. "તું, આઇરીન, હમારી સાથ સુખમાં હુતીની? અને હમે તુંને હેતથી ચાહીછ-હમે તુંને એથી વધુ કદાચ ચાહી શકતે નહી! ઓ, આપુનને એ જેમ છે તેમજ રહેવા દે!"

"નહી!" આઇરીન મક્કમતાથી બોલી. "હું તમોને સમજી શકતી નથી, માયજી-તમે એવી રીતે બોલોછ કે જાણે કે હું તમારાં એક પુરાં બચ્ચાંને બદલે કોઇનું તજાયલું છોકરૂં હોઉ. તમોને મને કહેવાની શું જરૂર છે કે તમે તમારાં એક પુરાં બચ્ચાં તરફ ભલઇથી વરત્યાંછ? પણ તમારાં ને માહરા બાવાજી જેવાં લોકો પોતાના માસને લોહી તરફ પ્યાર સીવાય બીજું કંઇ બતાવી શકે?"

મીસીસ સનો તે સમજતાં ધ્રુજી ને એક ઉંડો નિસાસો તેના હોઠોમાંથી બહાર પડયો, જે પછી દુ:ખી ચુપકી તે માય દીકરી વચ્ચે પંથરઇ.

"હું તમારૂં બચ્ચુ નથી, એનો બાયસ શું એ છે?" ગરીબ આઈરીન નિરાશ થતાં બરફ જેવી ઠંડી શાંતીથી બોલી. "અજબ જેવું કે વરસોથી તમોને માહરાં માય જાણુતાં ને તેવણુને માહરા બાવા જાણુતાં મને સ્વપ્ને બી એવો ખ્યાલ નહી થયલો! હું તાહરે કોણ છું? મને તે જાણવાનો દરેક હક છે અને તે બી એકદમ." તે કોમલાગી ઘણાં ઝનુનથી બોલી. "તમે માયા ને ભલઈથી વરત્યાંછ, પણ ખોદાને ખાતર મને એટલું કેહો. તે જાણવાનો મને દરેક હક છે. મને એકદમ સચ્ચઇ શું છે તે કેહો? હું કોણ છું?"

તેણીએ જુસ્સામાં મીસીસ સનોના હાથો ખેંચયા અને ખુબ જોરમાં દાબીને તે પોતામાં પકડયા.

"આઈરીન, તું માહરા હાથ દુખવેછ! હું તુંને કેહું તો ખરી, પણ ખચ્ચીત કરીને કેહુંછ કે હું નથી જાણુતી!" તે જેમ તેમ બોલી શકી.

"તમે નહી જાણુતાં?" તે માતાના પકડેલા હાથ આઈરીને છોડી દીધા ને ફાટેલી આંખ્યોએ તેણીને ટીકવા લાગી. "ઓ, અને આંય ક્ષણે એવું નાઉમંદ કરનારૂં મને કહેવાનું!" તેને ઠપકો આપતાં કકલાટ કીધો.

"હું નહી જાણુતી," મીસીસ સનો આંખ નુંછતાં બોલી. દુઃખ ને સંતાપની ભેગી લાગણીઓ છતાં એક મોટો પહાડ તેની છાતી પરથી ઉંચકઈ ગીયો હોય તેમ તેને લાગતું હતું. "જયારે હમે તુંને લીધી તે વખતે જેઓનાં હવાલામાં તું હતી તે લોક નહી જાણુતાંતાં. તે ગરીબ મરદ

મરવા સુતેલો હતોઃ તાહરા બાવાએ ધાર્યું કે તે સાચ્ચુજ બોલતો હતો; અને તેને તો એજ ખ્યાલ બી નહી હતો."

"તાહરે તમે એક અણુજાણા બચ્ચાંને લઇને તમારા પોતાના તરીકે ઉધારવામાં કશું ખોટું નહી ધાર્યું. ઓ, ખોદા! માયજી, મને એમ બોલવા માટે માફ કરો-કંઈ બી બોલવા માટે-મગર જો હું બધુ નહી જાણુંસ તો જરૂર ઘેલી બની જવશ!" તે કમનસીબ છોકરી તડી થતાં મીસીસ સનો સામુ જોવા લાગી. "શહુરૂઆતથી શહરૂ કરજો! હું કાહ મલી આવેલી? દયાને ખાતર મને જરાકે, જરાક કેહો"

"હા, દીકરી, કહેવશ," મીસીસ સનો નબલા અવાજે બોલી. "હમે લંડનનાં ઇસ્ટ એન્ડ મોહુલ્લામાં રહેતાં હતાં, અને તાહરા બાવા ગરીબોમાં બધે ફરતા હતા. એક રાતે એક ઓરત તાહરા બાપને તેડવા આવી કે તેનો વર મરતો હતો. તેવન એક કંગાલ જેવાં ઘરનાં કાતરીયાં પર તેની સાથ ગયા, તેમાં રહેતાં લોકો ઈટાલીયન હતાં ને ઘણુાંજ ગરીબ હતાં, તેઓ પાસે એક સુંદર નાહનું બચ્ચું હતું-તે તું હતી! તે મરદે ખુલાસો કીધો કે તેના પાદરીએ બચ્ચું ઇંગ્લીશ હોવાથી, તેને એક ઇંગ્લીશ પાદરીને તેડવા કહયું હતું. તે જોડાંએ કહયું કે તેઓ અગઉ સારી હાલતમાં હતાં અને એકજ ઘરમાં પેટા ભાડુત તરીકે વસ્તી એક અણુજાણી અંગ્રેજ બૈરી સાથ રહેતાં જેની તેઓને ઘણી દયા લાગતી કેમકે તે ઘણી ઘંભીર બીમાર હતી. તેઓએ તેની બરદાસ્ત લીધી કેમકે તે પૈસાટકાની છેક મોહતાજ દેખાતી હતી. તુંને, તેનાં એકપુરાં બચ્ચાંને, તદન

નિરાધાર, એખલી છોરીને તે એક દહાડો અચાનક મરણ પામી. તે મરણ પામેલી ઓરત પોતાની ઓલખની કશીજ નિશાણુ મુકી નહી ગઈ હુતી. બેશક, તુંને વર્કહાઉસમાં મોકલવામાં આવતે, મગર તે ઇટાલીયનોએ કહયું કે તેઓને તું ઘણી ગમી ગયલી હોવાથી તેઓએ તુંને પોતા પાસ રાખી લીધી હુતી. અને હવે તે ઈટાલીયન મરતો હોવાથી તેઓએ તે બચ્ચાંને કોઈ પાદરીને હવાલે કરવાનું દરૂસ્ત ધાર્યું હતું. માહરા વર તુંને માહરી આગલ લાયા. તે વખતે મોઘાં પણ ફાટી ગયલાં કપડાં તાહરાં દિલપર હતાં. તાહરો કોઇ દાવાદાર નિકલી આવશે એવી આશાએ હમે જાહેર ખબર બી આપી જોઈ, પણ તુંને કોઇ લેવા આયુ નહી.”

“તે ફાટેલાં કપડાં તમે રાખી મુકયાંછ?” આઇરીને દુઃખથી ફાટફાટ થતી છાતી સાથ પુછયું. “તમે મને તે બતાવશો?

“હા.” મીસીસ સનો ઉઠીને તે કપડાં લાવવા લઠડતે પગલે ઓરડાની બહાર પડી.

આઈરીન–ચકિત બનેલી બાવરી જેવી–પોતાની આસપાસ જોતી ઉભી હુતી. તે ભયંકર ખુલાસો જાણ્યા પછી તે ગરીબ ઓરડો તેને કડવા આવતો લાગો. તે મગરૂર છોકરીને લાગું કે હવે શાંત જીંદગી તેને માટે સદાની સ્વપના માફક વહી ગઇ હુતી, અને કોઈ જુદીજ હીણુનસીબની આઇરીનને એક નહી ધારેલા ભયંકર ભેદમાં ઝબોલવામાં આવી હુતી.

“‘માહરા ખોદા–હું કોણુ છેઉ તે બી હું જાણુતી નથી!” તે કડવાસથી મનસે પટપટી. “મને કોઇ પર હક નથી,

માહરૂં કોઈજ અંગત સગુંવ્હાલું નથી! આય ધર્તીપર કેઠે બી વિસામો લેવાની જગો નથી!!"

ઉંચા દમે તે મીસીસ સનોની પાછી ફરવાની આતુરતાથી વાટ જોવા લાગી. તે કેમ ખોટી થતી હતી–વખત કહાડતી હતી, જધારે તેણીની ગરીબ, કંગાલ પાલક, નધણીયાતી, તેણીની રાહ જોતી, અધીરાઈનાં અંગારમાં જલતી, અનેક વેદના ખમતી ખોટી થતી હતી? અંતે, આઈરીનને લાગું કે એક જમાના પછી, મીસીસ સનો પાછી ફરી, બ્રાઉન પેપરમાં લપેટેલું એક બંદલ તેના હાથમાં હતું.

"મેં તુંને પેહલ્લે આંય કપડાંમાં જોઈ ત્યારે તું એક નાઝુક, તાજી ખીલતી ગુલાબની કલી જેવી હતી," તે બોલી. "એને જોતાં તે વખતનો તાહરો દેખાવ ફરીથી માહરી નજરમાં આવેછ, ગરીબ કબુતર!" તેને ખુરશીમાં બેસતાં બંડલ પરની રસી છોડવા માંડી. "હવે મને વચન આપ કે તું કમકમશે નહી, આઈરીન! યાદ રાખજે કે એ વરસોથી પડી રહેલાં છે."

"ઉતાવલ કરો!" અધીરાઈથી પોતાના હાથની મુઠી વારતાં, પીસેલા હોઠો વચ્ચેથી તે હીણાંભાગ્યની છોકરી બબડી. તે કપડાં અંતે રોશનીમાં આયાં; "ઓ મેં એ ખરેખર તો કદી નહી પહેડયાં હોય?" કમકમતાં તે બાળા પુકારી.

"દીકરી, મેં તુંને કહ્યુંની કે પેલાં ઈટાલીયનો ઘણાંજ ગરીબ હતાં; અને વરસો સુધી આંય કાગલમાં એ પડી રહેલાં છે તેનો ખ્યાલ કર!" મીસીસ સનો માયાલું સાહદે

બોલી. "હમારે તાંહ આંયા પછી તેં એ ફરીથી પહેડયાં નથી. હમે તાહરે વાસ્તે સોજ્જાં કપડાં ખરીદ કીધાં હતાં. તો બી, સામટું લેતાં એ કંઇ ઘણાં ખરાબ નથી, ખરૂંની? આંય તાહરો ફ્રોક હતો."

મીસીસ સનોએ એમ કહેતાં જીની મઝલીનનો ઉપર ભરત ભરેલો ટુંકો ફ્રોક ઉચકયો. તે મેલો ને ચીથ્રાં જેવો થઈ ગયો હતો. મગર તે એક વખત મોંઘો હોવો જોઈએ, તે પરનું ભરત ઉંચ કિસમનું હતું અને ગલાં પર ને બાંય પર ચીથરાં જેવું લટક્તું હતું તે એક વખત સૌંજી જાતની વૅલેન્સીએન્સ લેસનો બાકી બચેલો ભાગ હતો.

"એની નીચે એક સાધારણ ફ્લેનલનું કંઇ તેં પહેડેલું હતું જે દેખઈતી રીતે પેલી ઇટાલીયન ઓરતે વધેલા સધેલા ટુકડાઓમાંથી બનાવ્યું હોશે," મીસીસ સનોએ ચાલુ રાખ્યું. પછી તેને ચીરે ચીરા પડેલો ઘણે જગેથી ઠીગરાં મારેલો એક પેટીકોટ ઉચકયો. ખચ્ચીત, આય, કપડું તો આંય બધું જાંહથી આયુ તાંહથી નહીં આયુ હોશે!"—અને ખાસ પછી બતાવા રાખી મુકેલું એક લીનનનું અંન્ડરગારમેન્ટ ઉચકયું. "આંય એકજ ચીજ છે જેથી હમે આશા રાખેલી કે તાહરી ઓલખના પત્તો કંઇ મળી શકશે, ડારલીંગ, અને તું પોતેજ જોશે કે એ બી તદન નજીવો છે. એનો એક ભાગ ફાટી ગયલો છે"—અને તેને તે પરની ભરત પર તે ગરીબ છોકરીનું ધ્યાન ખેંચ્યું, તે કોઈ અક્ષરનો એક ભાગ હતો, હતો, 'સી.' કે 'ઇ' અક્ષરના જેવો તે દેખાતો હતો.

આઇરીને તે અજબ જેવી લાગણીઓથી ધ્રુજતાં તે કપડું લીધું, અને અટી નજીક પકડીને તેને તપાસવા લાગી. તે દેખાડતું કે તેની નજીક બીજો કોઈ અક્ષર કે ભરત હોવું જોઈએ. કોઈ બી રીતે, તે 'સી' કે 'ઈ' ગમે તેવો નજીવો પણ ખોલ કરવા માટે શરૂઆત તરીકે કંઇ હતું.

"તમે જાહેર ખબરમાં આંય બી છપાવેલું કે?" તેણે આતુરતાથી ઉંચે દંમે પુછ્યું. "અને પેલો બીજો-ફ્રોક! એજ દેખાઈતી રીતે-ખરાં કપડાં છે-પેલાં મોઘાં નહી!"

"માહરી વ્હાલી, હા!" મીસીસ સનો દયાથી દાજતાં બોલી. તે છોકરી આઈરીનનાં સફેદ સુંદર ચહેરાપર દુઃખનો છાપ જોતાં તે ભયંકર ખબરે તેની પર કેવી અસર ઉપજાવી હતી તે સમજતાં તે જફ્ ઓનું જીગર, તે બાળા જેને તેઓએ હેતથી પાળી લીધી હતી, તેને માટે કટકા બુકલા થઇ જતું હતું "હું તુંને ખાતરી આપુંછ કે બધુ કરવામાં આવ્યું હતું. એ નાહ્લાં કપડાંનું બરોબર વર્ણન આપવામાં આવ્યું હતું-પેલી જુંની સલે 'શાલ જેમાં તું લપેટાયલી હતી, તેને વાસ્તે બી છપાવવામાં આવ્યુ હતું. પેલાં ઇટાલીયન વર બૈયરનાં કહેવા મુજબ તે તાહરી માયની હતી. તે ઘણી સારી હતી, બસ એટલુંજ. જો કે, મેં તુંને કહયું તેમ, ઘણા જણ જુદે જુદે ગામથી તુંને જોવા આયાં હતાં, પણ કોઇએ બી એ નાહનાં કપડાં ઓલખ્યાં નહી, સીવાય કે લંડનની એક મોટી પેહેડી, જે લોકોએ માન્યું કે તે કપડાં તેઓનાં હતાં. મગર એવાં તો તેઓ દરરોજ હઝારોની સંખ્યામાં વેચતાં હતાં એટલે કંઈ પત્તો કે સલ્લાહ આપી શકયા નહી. વળી તેઓએ સુચવ્યું

કે આવાં કપડાં તો શ્રીમંતો તરફથી ઘણી વખત ગરીબોમાં વહેંચાતાં હતાં, એટલે તે અક્ષરો તાહરી ઓલખ મેલવવા માટે દમ વગરના બલકે તદ્દન નકામા હતા."

આઇરીને ભોંયપર ફસડઇ પડતાં, મીસીસ સનોનાં ખોળામાં પોતાનુ માથું મુક્યું અને આંસુઓનો એક દરીયાવ રડી. તે મગરૂર છોકરીની ગરૂરીને એ એક સખ્ત ફટકો પડયો હતો. કંઇ બી કારણ વગર કોઇ પોતાનાં બચ્ચાંને તજી દે નહી. એક ખરાં હકદાર બચ્ચાંને તો કોઇ તજેજ નહી, એમ તે સારી કાની સમજતી હતી. બીજું જો કદાચ તે હકદાર બી હોય તો છેક કંગાલમાં કંગાલ ભિક્ષુકની હોવી જોઈએ. તે કમનસીબ છોકરીનો કકલાટ કોઇ પત્થરની છાતીનાંને બી પીગલાવે તેવો હતો. મીસીસ સનો બી રડતી હતી, તે માયાથી ધીરજ આપતા શબ્દો રડતાં રડતાં બોલતી જતી હતી. તેને તે અભાગણી આઇરીનને સમજાવ્યું કે તેણીના મરનાર ધણીને અને તેને પોતાને તે કેવી એક બે કિંમતી ખજાનો થઇ પડી હતી; કેવી તે તેઓની એકલવઇ જીંદગીનું સ્વર્સવ, તેઓની રોજની ખુશાલી, તેઓની આંખની કીકી ને તેઓની જીંદગીની નિરાંત થઈ પડી હતી; અને તે માયાળુ અવાજ મજબુત થતો ગયો કે તે બાળાનાં દુઃખનું જનુન નરમ પડયું, જેથી તે આઇરીનની મગરૂર લાગણી ધુલમાં રગડોલાઇ હતી. તે ધીમે ધીમે શાંત થઇ ગઇ.

"તમારી ને બાવાજીની ભલઈ માટે આભારી થવાને બદલે, હું કેવી નગુણી છેઉ કે માહરાજ દુઃખમાં ગરક

થઇને મરી રહીછ." તે જરા શાંત થતાં ડચકાં ખાતાં બોલી. "હું એ નથી ખમી શકતી." મગરૂર આઇરીન આંસુઓ રોકવાની જબરી જેહેમત કરતાં બોલી. "મગર માહરે તમારી પાસે એક અરજ કરવીછ, વ્હાલાં માયજી—ફકટ એકજ—અને તે કબુલ રાખવાનું તમે મને વચન આપવું જોઇશે," તેને ગુંગલાતા સાહદે ચાલુ રાખ્યું. "આંય ભરમ છુપો રાખજો, તેમાં હેરોલ્ડથી તો જરૂરજ, નહી તો માહરૂં મોહત થઈ જશે."

"મગર એક ઓરતે પોતાના ભરથારથી તો આવી એક ઘંભીર બાબદ નહી છાની રાખવી જોઇએ." મીસીસ સનોએ આગ્રહ કીધો.

આઇરીન કઠોર ને બેસુર હસવું હસી.

"ભરથાર! ઓ, માયજી, જો કદી બી મેં ઘંભીરઇથી પરણવાનો વિચાર કીધો હોય, જેને વાસ્તે હું શરમંદ છું, તો તે બધો ખલાસ થયોછ!" તે પુકારી. "માહરે ભરમ, જો બનશે તો, માહરે મોહડેથી તો કોઇ બી ઇનસાનને કહેવાશે નહી. મગર હેરોલ્ડ હું જે છેઉ તે જાણે એવું હું ઇચ્છતી નથી. તે જાણેછ એ ખ્યાલજ મને જીવથી મારી નાખશે!"

"આઇરીન તું તેને ચાહેછ!" મીસીસ સનો એક નિસાસો નાંખતાં બોલી. "ઓ, માહરાં ગરીબ બચ્ચાં! અને એ માહરોજ વાંક છે! જો મેં તુંને ચેતાવી હતે—"

મગર આઇરીને તેને આગલ બોલવા દીધી નહી. તે ઉઠીને ઉભી થતાં લપેડા ખાતી ઓરડાની બહાર ગઈ. તે એ ખબર સમજ્યા પછી જાણે કવખતે એક બુઢ્યામાં ફેરવઇ ગઈ હતી. તેની જવાનીનો નાશ થઇ ગયો હતો.

## પ્રકરણ ૭ મું.

કમનસીબ આઈરીન! તે કારમી રાત તેણે કેવાં દુઃખ ને સંતાપમાં ગુજારી તે કહુયા વના સમજી શકાશે. બીજી સહવારે તેને હૅરોલ્ડ પર એક કાગલ લખીને તેને તેના વચનથી છુટો કીધો. તેણીએ કશોજ ખુલાસો આપ્યો નહી. તેને ફકત એટલુંજ લખ્યું કે તે જવાન તરફની પોતાની લાગણીમાં તે ભુલી હતી.

"માહરા પ્યારને ટુંક જીંદગી હતી;" તેને કડવાસથી મનસે વિચાર્યું. "તે એક ભયંકર મોહોત અચાનક ગેઈ કાલે રાતેજ પામ્યો. હવે તો તેને બને તેમ જલદી દાટી દેવાનુંજ ફકટ રહેલું છે, અને પછી તેને જનમ લીધો હતો એટલુંજ નથી ભુલી જવાનું, પણ તેની કબર બી ભુલી જવીછ."

તે કાગલ લખી રહયા પછી તે દલેર છોકરીએ પોતાના દુઃખનો કોઈને ખ્યાલ નહી થવા દેવાનો મનસે હીમતવાન કસદ કીધો. અને તે તેમાં એટલી તો ફત્તેહ પામી કે મીસીસ

સનોની ચગોર ચશમો વટીક છેતરઈ, તેને તે બાળાનો બહારથી ખુશાલ હસ્તો ચહેરો જોતાં ધાર્યું કે તે ભુલી ગઇ હતી, અને આઇરીન તે જવાનને જેમ તે ધારતી હતી તેમ કંઈ ચાહતી નહી હતી. અને તે જોતાં તે ભલી ચબળાએ દાદારનાં શુકરાનાં કીધા. તે ભુલી ગઇ કે ઘણી વખત બહારથી હસતાં દેખાતાં લોકોનાં જીગર ભીતરથી જલીને કોયલો થઈ ગયલાં હોય છે!

કહેવત છે કે દુઃખ આવેછ તે સામટું જ આવેછ. અને તે આઈરીનનાં બાબમાં ખરૂં પડયું.. તે એક તરફથી જ્યારે હરોલ્ડનાં પ્યારમાં જલી મરતી હતી ત્યારે ખુદરત તેને વાસ્તે બીજાં દુઃખની બીજીજ તૈયારી કરતી હતી. એક દહાડો એક જાહેર કૉનસર્ટમાં ગાતાં તેને લાગું કે રાગ તેના કાબુમાં નહી હતો. તે તેથી તરત એક ગલાંનાં સ્પેશીયાલીસ્ટ પાસે ગઇ, જેને તેની હકીકત સમજીને ગલું તપાસીને તેને થોડો વખત ગાવા વજાડવાનું તદન મુકી દઇને શાંત જીંદગી ગુજારવા કેઠે પરાંમાં જઈ રેહેવાની સલ્લાહ આપી, તેને કહ્યું કે જો તે તે પર તરત અમલ નહી કરશે તો કદાચ તે સદાને માટે પોતાનો રાગ ખોહી બેસશે.

મગર આઈરીન તેની સલ્લાહ મુજબ ચાલી નહી, તે બનવુંજ તેને લાગું કે અશકય હતું. કેમ તે અગઉથી કબુલ રાખેલાં ઍન્ગેજમેન્ટસ કંઇ બી કારણ આપ્યા વગર છોડી દયે? વલી તેને મન મનાવ્યું કે ડાકટરોને તો આટલાંનું આવડું કરવાની આડત હોય છે અને તેથી બી તે બેદરકાર રહી.

તે પછી હરોલ્ડ તેણીને મલવા આયો, તેને તે કાગલને ખરાં તરીકે માની લેવા ના પાડી. તેણીને સમજાવવામાં તેને કશુંજ બાકી રાખ્યું નહી. જે હોય તે બધું વિસ્વાસથી કહેવા તેને કાલાવાલા વટીક કીધા મગર પત્થર પર પાણી! તે મગરૂર નાજનીને તેને ખુલાસાથી કશુંજ કહયું નહી, પણ મીસીસ સનો પાસથી તે એટલું તો પડાવી શકયો કે તે છોકરીને લગતો ભરમ હતો જે તેઓને જુદાં પાડતો હતો. અને તે ભરમ શોધી કહડવા અને બને તો તે દુર કરવા મનમાં પકકો ઠરાવ કરીનેજ તે તાંહથી ગીયો. શું તેમાં તે ફ્‌તેહ પામશે?

તે દહાડા પછીથી આઈરીન નખાતીજ ગઈ. તેની તંદરોસ્તી લઠડતી ચાલી, તે પોતાનુ દુઃખ ભુલવા તન ને મનથી પોતાના કામ પર મંડી હતી, તેને સરબસર કામના બોજા તલે પોતાને કચડી નાખવાજ માંડી. મગર તેનુંબી સેવટ આયું.

એક દહાડો તે જાહેરમાં ગાતી હતી. લોકોની ગંજાવર ઠઠ તે કૅાનસર્ટમાં આવી હતી. એક ગાયણ ગાંતા ઉંચા શુર પર આવતાં તેના મોટા ઘભરાત વચ્ચે તેને ગલાંમાં સખ્ત પેન મારવા લાગી અને મીઠા રાગને બદલે ગલાંમાંથી થંડો ઘાડો અવાજ નિકલવા લાગો. શ્રોતાજનનોમાં બેચેનીનો ગણગણાતં થઈ રહયો. પ્યાનો વજાડનારે ઝનુનથી તેણી તરફ જોયું અને "શું થયું હતું," તે ધીમેથી પુછયું.

"તમે વજાડવાનું બંધ કરો! માહરે જવું જોઈશે!" પોતાનું ગલુ પકડતાં, તેને ઘાડા અવાજે જવાબ કીધો.

પ્યાનીસ્ટે વજાડવાનું બંધ કીધું. શ્રોતાજનોએ જાણે કંઈ બન્યુંજ નહી હોય તેમ ખુશાલીથી તાલીના અવાજે તેને વધાવી લીધી. ગ્રહસ્થોએ ઉદારતાથી ને બાનુઓએ દયાથી દોરવાઈને તે બાપડીને માન આપ્યું. આઇરીન તો દીઘમુઢ જેવી અકડી ગઈ હોય તેમ ઉભી હતી, પેલા સ્પેશીયાલીસ્ટની ચેતવણી સીવાય તેને કશાનું ભાન નહી હતું.

શ્રોતાજનોમાં ડૉકટર વેસ્ટહોર્ન બી હતો-પેલો ગલાંનો સ્પેશીપાલીસ્ટ જેને તે બાળાને ગાવાનું મુકી દેવા ચેતવી હતી-તે તરત ઉઠીને પ્લેટફોર્મ પર આયો.

તેના હાથનો સ્પર્શ થતાં તે નાજનીનને જરા આસપાસનું ભાન આયું.

"માહરો હાથ લેવ ને ચાલી આવો!" તે સ્પેશીયાલીસ્ટે તેને કહયું; અને તે બાપડી, દયા લાગે તેવી એક નજર લોકો પર નાંખતી, તેના હાથોને બાઝી પડી ને લઠડતે પગલે તેની સાથ પ્લેટફોર્મ છોડીને આર્ટિસ્ટોને લગતા ઓરડામાં ગઈ, જાંહુ તે બેસુદ્ધ થઈ ગઈ.

ધીરે ધીરે હુશયાર થતાં જે બન્યું હતું તે તે મોટા પરિતાપ સાથ યાદ કરી શકી.

"તમે કહેલું તેમ ડૉકટર વૅસ્ટહોર્ન, મેં માહરો રાગ ગુમાવ્યો છે." તેને કકલાટ કીધો.

"નહી, નહી, એટલું બુરૂં છેક માની ના લેવ?" ડૉકટરે હીંમત આપતી કિસમે માયાથી કહયું. "મગર મેં તમોને ચેતવેલાં, તમે બ્યણોછની, માહરી સલ્લાહને તમે નહી ગણકારી?"

"માહુરો રાગ કદી પાછો નહી આવશે!" આઈરીન દયા લાગે તેમ બોલી.

"આપરે એમ નહી બોલવું જોઇએ, કે વિચાર વટીક નહી કરવો જોઇએ," તેને કહયું. "મગર રેસ્ટ તો તમોને મલવીજ જોઈએ."

ભલો ડાકટર વેસ્ટહોર્ન આઇરીનને ને તેની માયને ઘેર વેર જઇને મુકી આયો, જયાં તેને આઈરીન માટે દવા લખી આપી ને તેઓને છોડી ગયો.

"એ ચાલુ ગાતી રહેતે તેના કરતાં, લોકોની દયા ઉશ-કેરીને એને વધુ છાપ ખરેખર તો મારીછ," તે વિચારવા લાગો. "ગાનાંનાં શોખીન લોકોને અને ગોનારાનાં જુદા જુદા રાગોની મને પરખ છે. બીજી વખત જયારે એ જાહેરમાં દેખાવ દેશે ત્યારે લોકો તરફથી જબરો આવકાર મેળવશે."

## પ્રકરણ ૮ મું.

ઉપલા બનાવ બન્યા પછી ત્રણ અઠવાડીયાં સુધી આઈરીન સખ્ત બીમાર પડી હતી. તે મોહોત જીવત વચ્ચેની એક સખ્ત લડઇ હતી. તે વખતનો મીસીસ સનોનો કકલાટ દયા લાગે તેવો હતો. તે પોતાની બેટીની રાત ને દીસ એક

કરીને ખડે પગે તેને જીવાડવા શ્રમ ખેંચતી હતી. કોઈ બી સગી માતા પોતાનાં પેટનાં બચ્ચાં તરફ એથી વધુ કાલજીવાગી થતે નહી.

આઈરીન પવનની ઝુમમાં ચાલુ હેરોલ્ડનેજ મલવાની તગર કરતી હતી. કોઈ સંગદીલની બી છાતી પીગલાવે તેમ તે પોતાના લવરને લાવવા કાલાવાલા કરતી. તેનીજ નામના જપતી તે મોહોતને ઉંબરે પુગી ચુકી, ત્યારેજ અંતે તે જવાન કોણુ હતો તે ડૉકટરોએ મીસીસ સનોથી જાણુવા માંગ્યું, અને કહયું કે હવે બધા ઉપાયો નિરૂપાય થઈ પડયા હતા, એટલે જો તેને જીવાડવીજ હોય તો તેના એ ફાંટાંને હઝુમર કરવો જોઈએ.

મીસીસ સનો તેથી હરોલ્ડ બ્રાઉનને જાતે મળી ને લેડી લાવવા ગઈ. તે તરત તેણીની સાથેજ આયો. મીસીસ સનો સાથ આઈરીનનાં અંધારા ઓરડામાં ગીયો. ઝાંખાં ઉજાસમાં તે બરોબર જોતો થયો કે તેને મોટી તેજસ્વી ચલકતી આંખ્યો તકયા પરનાં સફેદ ચહેરામાં અજબ જેવા ચમકારા મારતી જોઈ.

"આઈરીન!" તે ખુશાલીથી ધુજતા સાહદે પુકાર્યો. પછી તે બીજાનાં આગળ માનથી ગુંઠણુમંડયે બેઠો, અને તે ખવાયલો હાડપીંજર જેવો હાથ જે ચાદર પર પડેલો હતો તે પોતાનામાં લીધો, ને માયાથી તે પર ચુમી લીધી.

આઈરીન શાંત ખુશાલીમાં મલકઈ.

"હું બીહુંછ કે, એ છેલ્લી સલામ છે," તે બબડી, "તેથી તો મેં તમોને મલવા માંગ્યું."

"તું મરી નહી જશે, પણ માહરી બૈરી થવા જીવશે," તે જુસ્સાથી બોલ્યો. "વ્હાલી, હું તુંને ચાહુંછ, ફકટ મોહોત સુધીજ નહી, મગર તેની પછી બી!" તેને લાગણીઓથી ધુજતા સાહદે ઉમેર્યું.

"વચન આપો કે તમે મને ભુલી જશો, તમે બીજી કોઇ સાથ પરણશો" તે બાળકીએ દબાયલા સાહદે માંગી લીધું. "આંય આપણી દોસ્તી તમોને સુખી થતાં અટકાવશે એ વિચારે મને ઘણું દુઃખ થયુંછ. તમે મને શાંતી મલે એવું ઇચ્છોછની-હંમેશની ખુશી મલે એવું?"

"ડારલીંગ, તુંને તેવી બનાવા માહરી જીંદગીબી અર્પણ કરૂં! માહરા કહયા વગરજ હું ધારૂંછ કે તે તું જાણેછ."

"મને વચન આપો!" તેને હુજ્જત લીધી.

"ડારલીંગ, તું જેટલાં માગે તેટલાં વચન હું આપું!" તેને ચાહતા જવાને દિલસોજ જવાબ કર્યો.

પછી, તણીએ તેનો હાથ ઝાલ્યો, ને તે ફરીથી પ્યારનાં શબ્દો તે મધુરીના કાનમાં રેડવા લાગો; કે આઇરીન તે સમજતી સંતોસભરી ખુશાલીમાં આંખ મીચીને પડી રહી.

થોડા વારમાં તે બીમાર તાજગી બક્ષનારી ઉંઘમાં પડી કે ડૉકટરે તેને રવાના કીધો. હવે તે શાંત ઉંઘમાં પડી હતી એટલે બચવી જોઇએ, એમ તેને ધીરજ આપીનેજ મોકલ્યો.

તે દહાડા પછી તેનામાં સુધારો થતોજ ગીયો. તે દહાડે દહાડે શકિત મેલવતી ગઈ, અને થોડા દહાડામાં હવા ફેર• માટે કેઠે લઈ જવાની ડૉકટરોએ ભલામણ કીધી, તેઓએ કહયું કે હવે ડાકટરની કે દવાની તેને કશીજ જરૂર નહી હતી, ફકટ શાંતી, ચોખ્ખી સોજ્જી હુવા ને પુષ્ટીકારક ખોરાક-નીજ તે બીમાર છોકરીને જરૂર હતી.

હુવા ફેર માટે જવા અગઉ આઈરીને લેડી લીડસ્ટોનને મલવા માંગ્યું. વાંચનાર યાદ કરશે કે આઇરીનનાં જનમના ભરમથી તેના પાલક માત પીતા સાથ તે ભલાં ધણીધણીયાણી લોર્ડ ને લેડી લીડસ્ટોન માહીતગાર હતાં. તે ભલું જોડું તે કમનસીબ છોકરીની સખ્ત માંદગી વખતે ઘણું મેહેરબાન થયું હતું. ફળ ફરૂટ ને ફુલની ભેટોથી તેઓએ સદા તેને યાદ કીધી હતી.

લેડી લીડસ્ટૉન બે દહાડા પછી જ્યારે મુલાકાતે આવી ત્યારે તે બીમાર સાથ તેને લંગાનથી વાતચીત થઇ.

" હું તાહરી સાથ વાતચીત કરવા માંગતીતી, ડીયર," તેને તેણીનો હાથ પોતાના હાથમા લેતાં માયાથી કહ્યું.

" ઓ, લેડી લીડસ્ટૉન, મને તમારી મદદ માંગી લેવીછ!" આઈરીન બોલી, આતુરતાથી તેણીની આંખ્યો ચમકતી હતી. " હું ખાતરીથી માનુંછ, કે તમે મને જરૂર મદદ કરશો.

" માહરી વ્હાલી, હું હરેક ઘટતી બાબદમાં મદદ આપશ," લેડી લીડસ્ટૉને સંભાલ ભર્યો જવાબ કર્યો. " મગર

જો કોઇ રીતે તાહરા કામ ધંધામાં નુકશાન કરતુ હોશે તો નહી. રમત રમનારાઓ કરતાં જોનારાંઓ રમત વિસે વધુ જાણી શકેછ."

"એ ખરૂં છે!" આઇરીન કડવાસથી બોલી. "લેડી લીડસ્ટૉન, માહરાં માયજીને માહરે લગતી સચ્ચાઈ મને કહેવી પડી. હું જાંણુછ કે હું માહરાં કહેવાતાં માત ગીતાને કેમ મળી આવી હતી અને હું કંઇ ખરેખર તે લોકોનું બચ્ચું નથી!"

લેડી લીડસ્ટૉન ખીજવાતમાં લાલ ચણોટી જેવી થઇ ગઈ.

"કેમ મીસીસ સનો તે જુની વાત, જેને હમે બધાં દટાયલી ધારતાં હતાં તે તાજી કરવા જેવા બાનઝુલાં થયાં?" તેને જુસ્સાથી પુછ્યું. "હું હવે જરાબી તું બીમાર થઇ ગઇ તે વાસ્તે અજબ થતી નથી! મગર તેં હવે ઉતાવલ કરીને બધું ભુલી જવું જોઇશે; એને બીજો વિચાર આપવો તદન મુર્ખાઇ ભરેલું છે!"

"તમે માહરાં વ્હાલાં માયજીનો વાંક કાઢોછ, મગર તેવન તદન ખરાં હતાં, લેડી લીડસ્ટૉન," આઇરીન બોલી. "એ શોધે કંઇ મને સીક નહી કીધી. મને કહેવાગમાં તેવન તદન ખરાં હતાં, કેમકે કોઇએ માહરી સાથ પરણવા માંગ્યું હતું! અને હવે હું તેમ કરી શકતી નથી. મને તેવન ગમેછ, અને હું જેટલું જો તેવન જાણુવા પામે તો શરમથી માહરૂં મોહતજ થઇ જાય."

જે કડવાસભરી દુઃખી જખમાયલી લાગણીથી તે તે શબ્દો બોલી, તેથી એક વધુ પુરાવો તે લેડી શીપને મલ્યો કે આંય મગરૂર ને શરમાલ સ્વભાવની છોકરી એક ધંધાદારી જાહેર ગાનારની જીંદગી માટે તદન નાલાયક હતી.

"પણ, માહરાં વ્હાલાં બચ્ચાં, કોઇબી ભલો મરદ, જે તુંને ખરા ને સાચ્ચા પ્યારથી ચાહતો હોય તે એ બાબદનો ઘંભીરપણે વિચાર વટીક નહી કરે," તેને ધીરજ આપતી કિસમે કહયું. "જો કરે તો-પેલા તેવા એક માણસથી તું સવેલાએ બચી ગયલી કહેવાય.

"તેવન કદાચ નહી કરે-હું માનુંછ કે તેવન નહીજ કરે—સેજબી દરકાર નહી કરે!" આઇરીન તે વ્હાલા જવાનનાં બચાવમાં જોશથી બોલી ઉઠી. "મગર હું વાંધો કરૂં! તેવન ઘણા સારા કુટુંબનાં છે, અને હું કદીબી તેથી, એક ગરીબ તજાયલી એક માન પામેલા ખાનદાનમાં જોડાવા કબુલ થાઉ નહી. તેથી મેં કદી નહી પરણવાનો નક્કી નિશ્ચય કીધોછ.'

"મગર તાહરા જનમને લગતો ભરમ એક ખુશી ભરી અચરતીમાં ફેરવઇ જાય. મેં ઘણી વખત તેમ ધાર્યુંછ," લેડી લીડસ્ટૉને કહયું. "મેં તેમ લોર્ડ લીડસ્ટૉનને કહયુંછબી, કે એ છોકરી સારાં કુટુંબની છે-હું તે વાસ્તે ખાતરી પુર્વક છું. એને હલકાં કુટુંબમાં જનમ લીધો નહી હોય."

આઇરીનને દલગીરીથી ડોકું ધુનાવ્યું

"જો તેઓ પ્રમાણીક હતે, તો મને શોધી કહાડતે," તે એક દુખિ નિસાસો નાંખતાં બોલી. "નહી, લેડી લીડસ્ટૉન,

મને જરાબી આશા નથી, માહરાં પાલક સગાંઓએ જાહેરખબર સઉ આપેલી અને લોકો શોધમાં આવ્યાંતાં-પણ માહરાં સગાં તેમાં નહી હતાં."

"હા, તેઓએ બેશક જાહેરખબર આપેલી ને એ બધું કીધેલું," લેડી લીડસ્ટાને રીમાર્ક કીધો. "મગર જીવતી જીંદગીમાં અજબ જેવી ચીજે બનેછ. તુંને યાદ છેની પેલાં નાહલાં કપડાં તેં દિલમાં પહેડેલાં હતાં તે-તાહરાં માગે તે તુંને બતાવ્યાં હોશેની?"

બાપડી આઇરીન તે કંગાલ કપડાનાં ખ્યાલેજ ધ્રુજી પડી.

"હાજી," તે બોલી. "બે તેમાંનાં મોંઘાં હોય તેવાં લાગાં. તે કદાચ ધર્માદુ અપાયલાં હોય. મગર પેલાં બીજાં ખરા પુરાવાનાં હતાં. હું પેલાં ઠીંગરાં મારેલા કાલા પેટી કોટને વાસ્તે કેહુંછ."

"તાહરા સગાં સારે ઘેરનાં નહી હોય એમ કંઇ એટલાં પરથી માહરા વિચાર પરમાણે તો નહી કહેવાય." લેડી લીડ-સ્ટૅાન બોલી. "પેલો નાહલો ફ્રૅાક કદાચ ખુદ તાહરો પોતાનોજ અસલ હોય. બધુ સામટુ લેતાં તાહરાં માયબાપ ઉંચ કુલનાં હોય એ વધારે સંભવીત લાગેછ. આઇરીન એકજ ક્ષણ તાહરી તરફ નજર કર્યા પછી કોઇ બી ધારે નહી કે તું બીન કેળવાયલાં ને અજાણ માયબાપનું બચ્ચું હોય."

"ઠેંક યુ!" આઇરીન ખરાં દીલનાં આભારથી બોલી. "તમે એટલાં તો માયાળુ છેવ કે મને લાગેછ કે તમે મને મદદ કરવા ના નહી પાડશો. મને બીહક લાગેછ કે માહરો

રાગ કદી પાછો આવશે નહી. તમોને નહી લાગતું કે કેઠે પરાંમાં રહીને હું મ્યુઝીક શીખવું ને હમે સસ્તામાં રહી શકયે. અથવા, જો તમોને તે પસંદ નહી હોય તો હું કોઈ લેડીની કમ્પેનીયન તરીકે રેહું. હું લંડનથી ચાલી જવા કંઈગી કરૂં."

"આઈરીન, તું પ્યારમાં પડીછ," લેડી શીપ બોલી. "જો તે મરદ એક સુધ્ધો પ્રમાણીક માણુસ હોય તો તું આગલ રહીને તાહરાં ભવિષની ખરાબી કરેછ. માહરૂં માન, તેનું નામ મને કેહ ને બધું માહરી પર છોડ!"

મગર તે ખ્યાલે વટીક આઈરીનની લાગણીઓને જે સંતાપ થયો તે જોતાં તે અખાડા કરી ગઇ. તે ભલી લેડી શીપે આઈરીનને તેની માય સાથ, વૉટરીંગ-પલેસ, જાંહાં તેના પોતાનાં છોકરાંઓને હુવાફેર માટે તેઓની ગવરનેસ સાથ મોકલ્યા હતા તાંહાં થોડો વખત ચેન્જ પર જઇ આવવાની સલ્લાહ આપી.

"પછી," લેડી લીડસ્ટૉને કહયું, "જો તું ફ્રેચ, ઇટાલી-યન ને મ્યુઝીક શીખવવા ખુશી બતાવશે તો, હું તાહરી માહરા દોસ્તોને ભલામણ કરશ-અર્લ ને કાઉન્ટેસ ઑફ બ્રુકપોર્ટને તેઓનાં પાંચ દીકરા દીકરી છે. બે મોટા દીકરા તો સ્કુલમાં છે, પછીની બે છોકરીઓને નાહ્લો દીકરો છે. ત્રણુ ઘેરમાંનાં છોકરાંને વાસ્તે એક ઇંગલીશ ગવરનેસને એક ટયુટર છે. લોર્ડ બ્રુકપોર્ટ ઘણા મ્યુઝીકલ છે. હું માનુંછ કે, થોડા વખતને વાસ્તે તું તાંહાં સુખથી રહી શકશે. વરી

તાહરાં માય ભી નજીકમાંજ તાંહાં ઘેર લઇને રહી શકશે. તું શું કહેછ, તાહરો શું વિચાર?"

આઇરીનને તે વિચાર પહેલ્લે કંઈ રૂચ્યો નહી. તે એક ધંધાદારી પ્રોફેશનલ ગાનારી, તે એક સાધારણ પગારદાર માસ્તરણ તરીકે નોકરીએ રહે? તેના જેવી મગરૂર છોકરીને તે એક સખ્ત કુદરતનો ફટકો પડયો હતો! મગર તે ગરીબ બાલાને કુદુરતનાં હુકમને નમયા સીવાય છુટકો નહી હતો. થોડીક સમજાવત પછી તે અંતે કબુલ થઈ. અને એમ નક્કી થયું કે લેડી શીપે તે છોકરીની પોતાનાં દોસ્તો આગલ ભલામણ કરવી.

બે ચાર દહાડામાં, તે પછી, તેઓ દરીગે કીનારે ઉપડી ગયાં, જવા અગાઉ આઈરીને નીચલી એક ટુંક ચીઠી હેરોલ્ડ બ્રાઉન પર લખીને મોકલી,—

"હું મરણ પામીછ. હું કે જેને તમે ઓલખતા ને ચાહતા હતા તે તમે ગુડબાય કરી ગયા પછીથીની મરી જઈ ચુકી છે જે જીવેછ તે તમોને અણજાણી છે. તે મુયેલી આઇરીનને આપેલું વચન યાદ રાખજો-અને પાલજો."



# પ્રકરણ ૯ મું.

ઉપલા પ્રકરણમાં બનેલા બનાવને દોઢેક માસ વીટી ગયો હતો. આઇરીન પુરતી તંદરોસ્ત થતાં લેડી લીડસ્ટોને કહયા મુજબ લેડી બ્રૂકપોર્ટને તાંહાં ગવરનેસની ચાકરી સારૂં તેણીની ભલામણ કીધી હતી, અને તેથી લોર્ડ બ્રૂકપોર્ટે બે દહાડા વિઝિટે તેને તેડાવી હતી, પછી જો તેને અનુકુલ પડે તેમ હોય તો છોકરાંઓને શીખવવા માથે લેવાનું હતું તે હાલમાં તાંહજ જતી હતી.

બ્રૂકપોર્ટ કાસ્ટલ પહેલી વખત જોતાં આઇરીન ઘણી વિસ્મય પામી. તે જબ્બર મેહેલ શોકાતુર પાઇનનાં દરખતો ને કાર્કશીન કૅાનીફર્સ વચ્ચે ખડો હતો. સંગેમરમરની સીડીઓ ચહડીને હૅાલનાં દરવાજામાં જવાતું હતું. દરવાજામાં એક બટલર તેણીને લેડીશીપના ઓરડા તરફ બે મોટા હૅાલ વટાવીને રસ્તો બતાવતો તેડી ગયો–લેડી શીપનો ઓરડો આકટેગોન ઘાટનો, સાદી ઢપે સંગારેલો ને સુખકારક હતો. દિવાલપર અૅકડપીના સુંદર પીકચરો ટાંગેલા હતાં, અને સુખકારક ખુરશીઓ ને સોફાઓ તેમાં ગોઠવી મુકેલા હતા.

એક ઠીંગણી ઓરત, લીસા વાલો, લાંબુ નાક અને તિક્ષણ પણ માયાલુ આંખ્યો વાળી ઉતાવળે તેની આગળ આવી.

"તમે કેમ છેવ, મીસ સનો ? માહરૂં નામ રે છે–હું ઇંગલીશ ગવરનેસ છેઉ. આંય તમારાં પ્યુપીલસ છે, અને આંય એવન લેડી બ્રૂકપોર્ટ છે," તેણીએ ખુલાસો કીધો.

બે મોટી, ગોલ ચહેરાની, ગોલ આંખ્યોવાલી છોકરીઓએ શરમાલ ઢપે આવીને આઈરીનને શેકહેન્ડ કીધી, ને પછી ચહેરામાં લાલ થતી પાછી હઠી ગઈ. જે પછી ગીસ રેએ એક આંગે ભરેલી ગોલાબી ચહેરાની લેડીને ઇન્ટ્રોડયુસ કરાવી, જે ધીલા રેપરમાં સજ થયલી, એક નીચી ખુરશીમાં લોટેલી હતી, તેને પોતાની નિરદોષ બ્લુ આંખ્યોથી ધુજતી ફીસમે બીહકણુ નજરે તે નવી આવનાર તરફ જોયું.

“હું ખુશી છેઉ કે તમે આયાં, મીસ સનો. બેસો!” તે માયાથી બોલી. “ઈસાબેલ, દોડો, અંહી આવો, એટલાં બીહધેલાં ના દેખાવો! હું એક ઈન્વેલીડ છું, મીસ સનો, અને તેથી બધાંને ઘણીજ કંટાલા ભરેલી છું. હું આશા રાખુંછ કે તમે હીઝ લોર્ડશીપને સાંજને વખતે થોડુંક મ્યુઝીક આપી શકશો. હાલના મામલો જોતાં એવનને વાસ્તે અત્રે ઘણુંજ ડલ છે.”

“ઓ, તમારે એમ નહી બોલવું જોઇએ, વ્હાલાં લેડી ખરૂપોર્ટ!” પોતાને તે સમજતાં કેવુંક લાગી આયું હોય તેવું ડોલ ઘાલતાં મીસ રેએ નરમ ઠપકો આપ્યો “તમે એક કપ ચાહ લેશો, મીસ સનો?” તેને તે પછી આઈરીન તરફ ફેરતાં પુછયું.

તેને ચાહ બનાવી આપી, અને આઈરીન, તે સીપ કરતાં, લોર્ડ શીપના મ્યુઝીકલ શોખને વાસ્તે તેને કહેવા લાગી–કેમ કે લગભગ દરેક સીટીંગ-રૂમમાં એક પ્યાનો હતો, અને તેવણુની મોટાંમાં મોટી ઈચ્છા પોતાની બેટીઓમાં એ

મ્યુઝીકલ શોખ વધારીને તેઓને તેમાં હુંશયાર બનાવવાની હોંશ હતી.

"તમે મીસ સનોને ખંડીયરમાંનાં ઓરગનને વાસ્તે નહીં કહયું," લેડી બ્રુકપોર્ટે રીમાર્ક કીધો. "પુરાણા ટાવરનાં ખંડીયરમાં લોર્ડ બ્રુકપોર્ટે એક ઓરગન બનવાવ્યુંછ, મીસ સનો, અને તે તેવન કલાકો સુધી વગાડેછ. મગર હું તાંહ કહી ગઇ નથી," તેણીએ પછીથી યાદ કરતાં ઉમેર્યું.

"મમા તમોને ગમે તો તમે તાંહ જઇ શકો!" લેડી ઇસાબેલ લગાર ઉશકેરણીથી આગલ આવતાં બોલી. પછી, આઇરીને તેની તરફ આંખ ઉંડાવીને જોતાં, તે ઘભરઇને લાલ બનતાં પાછલ હઠી ગઇ.

કોઇ બી રીતે, આઇરીનને લાગું કે તે છોકરીઓનાં દેખઇતા શરમાલપણાં હેઠે ચોક્કસ હદની હીંમત હતી. "જો એ બેહેનો, પોતાની માયનાં જેવી નરમાસવાલી મુરદાલ કે સુસ્ત હતે તો હું તેઓને પોતાની સંભાલ લેવા અગઉ બેવાર વિચાર કરતે. તો બી, લેડી-શીપ મીઠી, નરમાસવાલી ને ગાયાલું છે અને એક વખત છોકરવન સુંદરતા ધરાવતી હશે." તેને મનમાં વિચાર્યું.

"તમોને તમારો ઓરડો બતાઉ, મીસ સનો?" મીસ ર બોલી તમે માહરી સાથ આવશો?"

આઇરીન તેની પુઠે ગઇ. કૉરીડોર વટાવીને તેઓ એક મોટા ઓરડામાં ગયાં, તેમાં જમીન પર ક્રીમસન કારપેટ બીછા-

વેલી હતી, ખુલ્લા રંગનું ફરનીચર સુંદર ઢપે ગોઠવી મુકેલું હતું અને રેશમી પરડા તાંગેલા હુતા.

"આંય તમારો ઓરડો!" તે ઉમંગથી બોલી. "એ પુરતો ખુશનુમા છે કેની? આંય બાજુ નરસરીની વીંગ છે, સ્કુલ રૂમ હેઠે છે. માહુરો ઓરડો તમારા ને છોકરીઓના ઓરડાની વચ્ચે છે. બૅબી અને તેનો શીક્ષક મી૦ કોક્ષ ઉપર સુવેછ. હું જોઉંછ કે મેરીએ તમારાં કપડાં કહ્રાડી મુકયાંછ. એને, તમોને દ્રેસ કરવામાં મદદ થવા મોકલાઉ? નહી? તમે મી માહુરીજ કાની પોતે પોતાનું ફોડી શકતાં લાગોછ. લેડી બ્રૂકપોર્ટ એ સમજી નથી શકતાં એવને નાહુનપણુજ 'મેડ' વગર એક આંગલી ઉંચકવાની બી જરૂર નહી પડેલી, એટલે એવનને એમજ લાગે, ખરૂંની? સાડા છએ સ્કુલ રૂમમાં 'હાઈ ટી' લઇએછ. હમે તે અગઉજ દ્રેસ કરીયેછ, કેમકે જોકે એ કુટુંબ આંઠ વાગે જમેછ. તો બી ડીનર પર ઝાઝુ ખોટી થવાનું લોર્ડ બ્રૂકપોર્ટ ધીક્કા રેછ, અને હુમોને તેથી અઠે દ્રોઇંગ રૂમમાં હાજર રહેવું પડેછ."

"લોર્ડ બ્રૂકપોર્ટ, હર લેડી શીપના જેવાજ પ્રકૃતીના છે કે?" આઇરીને પૂછયું.

"તેઓ એક એકથી તદનજ ઉલડા સુલટા છે," મીસ રૂ્ઓ જવાબ કર્યો. "લેડી શીપ સદા તેવનથી બીહુયેલાં રહેછ. ઘણાં જનને એવન લગભગ ત્રાસજનક લાગેછ, મગર એવનની રીતભાત તમે મન પર નહી લેવી કે નહી

તેથી ખોટો વિચાર લઈ જવો. તેવન ખરેખર તો ઘણો માયાળુ છે."

આઇરીને તેના ગીયા પછી એ સીલ્ક ફ્રૉક પહેર્યો, જે ગળાં આગળથી ખુલ્લો ને લેસથી ટ્રીમ થયલો હતો.

"એ અર્લ કેવો અજબ જેવો માણસ લાગેછ!" પોતાની ઝુઝવી જણસોમાંથી એક મોતીનો બ્રોચ છાતી પરની લેસમાં ખોસતાં તેને વિચાર્યું. "તેની બૈરી ને દીકરીઓ બીહુંધેલાં ધપકેલાં રહેછ. હું અજબ થાઉંછ કે એ જુલમગાર હોશે, કે કદાચ એ ચેષ્ટા ભરેલા ટ્રીક્કા કરીને એ લોકોને ડરમાવી નાખતો હોશે? ગમે તેટલી બી સાધારણ એઅદબઈ મને ખીજવાવશે નહી, પણ મારેથી તો બા જરા જરમાં તિરસ્કાર કરે તે નહી ખમાય."

"આઇરીન ગવરનેસ તરીકે!" તેને ઓરડામાંથી બહાર પડતાં વિચાર્યું. "કોઈ રીતે હું લાગુંછ ખરી!"

તે કોરીડોરમાંથી જતી હતી તેટલાં એક ખુશાલ ચહેરાનો છોકરો દોડયો આવતો તેની સામે થઈ ગયો અને તેને સવાલ કરતી ઢપે જોવા લાગો.

"હું બૉબી છેઉ!" તે બોલ્યો. "પણ તમે કોણ છેવ. તે હું નથી જાણતો."

"તું કેમ જાણે," આઇરીન મીઠાસથી હસીને તે બાળકનાં ચહેરામાં જોતાં બોલી. "મારૂં નામ આઇરીન સનો છે. હું જોવા આવીછ કે તુંને તારી બેહેનોને પુરતી

પસંદ પડું છ કે, જેથી તમે મને તમો વ્હાલાં ભુલકાંઓને શીખવવા દેવ."

તે જવાબે તે બાળક છોકરાની જીજ્ઞાસા ઉશકેરી. "તારે તમે પેલાં ગાનારાં છેવ, જેવને એક કૉનસર્ટમાં પોતાનો રાગ ખોહુયો હતો," તે બોલ્યો. "તે તમે પાછો મેલવ્યોછ કે નહી?"

"હું કહેવાને દલગીર છું કે નહી," આઇરીન તે સવાલથી મનમાં મુઝાતાં બોલી. હું બીહું છ કે તે હું કદી પાછો મેલવી શકશ નહી."

તેવામાં એક સુંદર દેખાવનો જુવાન મરદ ઇવનીંગ ડ્રેસ પહેરેલો તેઓ ઉભાં હતાં તાંહ ચાલી આયો અને આઇરીન આગલ ઉભો રહી ગયો.

"આઇ બૅગ યોર પારડન—" તે આઇરીન તરફ જોતાં બોલ્યો.

"મેહેરબાની કરીને કહેશો કે સ્કુલ રૂમમાં જવાને આંયજ રસ્તો છે કે," આઇરીને પુછ્યું "મીસ રેએ કહયુંતું તે માહરા ઓરડાની હેઠેજ છે."

મી. ફોક્ષ, લેટ અન્ડરગ્રાડયુએટ, જે પોતાની ડીગ્રી લીધા પછીથી ઓનરેબલ રોબર્ટ એન્સલેના શીક્ષક તરીકે નેમાયો હતો, તે આઈરીનનું હોશાન જોતાં બધો પાણી પાણી થઈ ગયો, અને ચેહરામાં લાલ થતાં અચરતીથી વીચારવા લાગો કે કેમ એવી એક શાહજાદીના દેખાવ ને તોર વાલી સુંદરી ગવરનેસ બની હતી.

"હુ પુછી શકું કે, તમેજ મીસ સનો છો કે!" તેને કંઈક શંકાશીલપણે પુછયું.

• "હા, એવનજ છે!" મસ્તાન બાબી એ સંતોસથી પોતાનું ડોકું હીલવતાં વચ્ચે તાપસી પુરી. "અને તમે કદાચ એવનને શાખવા ખુશી નહી હોશો, પણ હું તો છેઉ, કોક્ષી, અને એવનને પાછા નહી જવા દેવા હું પપા પાસ માંગી લેવશ."

"એ છોકરો તદન હાથથી ગીયોછ!" બૉબી દોડી ગીયો કે મી. કોક્ષે આઈરીનને કહયું. એક અણજાણી અને વલી આવી ખુબસુરત નાજનીન સામે 'કોક્ષી' કરી બોલાવવું તેને બેશક ગુસ્સે કરે તેમ હતું.

"ખરેખર ઝણો મસ્તાન છોકરો," આઈરીન મલકઈને એકમત થઈ. "છોકરાંઓ જરા સ્પીરીટ દેખાડે તે હું પસંદ કરૂંછ. એને શીખવી શકાય તેમ છે કે?"

"મ્યુઝીક–હા!" મી કોક્ષે કરડઈથી જવાબ કર્યો. 'બીજું કઇ, ખાસ કરીને રીત ભાત કે લેટીન, નહી. 'કદાચ જો તમો એને તમારા હાથમાં લેવ તો વખતે સુધરી શકે; મગર એના બાવા એને બગાડેછ. આય રસ્તે, મીસ સનો!"

"શું લૉર્ડ બ્રૂકપોર્ટ પોતાની દીકરીઓને બી લાડ લડાવેછ?" આઈરીને તેની પુઠે જતાં પુછયું.

"નહી, તમોને અજબ લાગશે પણ મુદલ નહી. અને, થોડા બોલા હોવાથી તેઓ એવનથી બીહેછ. એજ મને

લાગેછ કે તેઓને ઓછો લાડ લડાવાનું એક કારણ છે. ઑાબી તો આય પૃથ્વિની ઉપર કે પૃથ્વિની સપાટી પર કે તેની હેઠે કશાંથી બી દરતો નથી."

તેને એક સાઈડનું બારણું ખોલ્યું અને આઇરીને પોતાને એક સ્કુલ રૂમમાં જોઈ, જે ટેબ્લો, બુકકેસો, નકસા, પીકચરો, એક ગ્રાન્ડ પીયાનો, એક નાહનું ઑારગન વગેરે દરેકે દરેક ચીજ નાહ્લા છોકરાંની કેળવણીને ખરની સામ્રગીથી સમાયલો હુતો.

વચ્ચે ગોળ તેબલ પર ચાહે પીરસઇ હુતી. મીસ સનો એક બાજુમાંની રાઈટીંગ ટેબલ આગળ બેઠી હુતી. બેઉ બેઉ છોકરીઓ બારીની બહાર, દુરથી દેખાતી નદીને જોતી ઉભી હુતી, ઓરડામાં ઓજપ થવા આયો હુતો. જરા વારમાં એક ફુટમેન ત્રે લઈને દાખલ થયો કે મીસ રે ઉઠીને આગલ આવી.

"હું જોઉંછ કે તમે પોતાને ઈન્ટ્રોડયુસ કીધાછ, મી. કોક્ષ," તે ખાટોગટ ચહેરો કરતાં બોલી. "ઑાબી કાંહુ છે?"

એમ બોલતાં તેને તેબલ આગલ બેઠક લીધી, કે ચુપકીદી વચ્ચે ચાહે ચાલુ થઇ. ઑાબી જરાવારે દાખલ થયો અને જાહેર કીધું કે તેને પોતાના બાવાને કહયું હુતું કે, જો મીસ સનો તેને શીખવવા રહેશે તો તે જરૂર ધ્યાનથી શીખશે.

"ઑાબી, મેં, નો તાહરેથી હાથ ધોયા, અને હું તે હીઝ લોર્ડ શીપને કાલે સહવારે કહેવશ," મી. કોક્ષ ઘણું

ગુસ્સાનો દેખાવ કરતાં બોલ્યો. "હું તાહરી ચાલને માટે વધુ વાર જોખમદાર નહી રહેવશ."

• "તમે તો માહરે વાસ્તે જોખમદાર રહેશોની?" બાબીએ આઇરીન તરફ ફરતાં કાલાવાલાથી પુછયું. "મી. કોક્ષને તો જોખમદાર રહેવાનાં કરતાં ક્રીકેટ રમવાનું વધારે ગમેછ."

આઇરીને તે ઘભરાવનારી ક્ષણ મીસ રેની સાથ વાતમાં પડીને વિસરાવી. મગર બૉબીની મસ્તાંન રીતભાત છતાંબી, તેને લાગું કે, તે સારો છોકરો હુતો, અને પછીથી જ્યારે તે તેણીને પુઠે બારી આગલ આવો, અને કહયું કે "તેને તેણીને કંઈ કહેવાનું હતું" ત્યારે તેને રોકવા કે ના કહેવા તે બાળાનું દિલ નહી ચાલ્યું. તે બાળક તેને ઘણું ગમી ગયું હતું.

"પપા કહેછ કે જો તમે મને તેવણનાં ઓરગનપર વજાડવા શીખવશો, તો તેવણ મને વજાડવા દેશે," તેને વિશ્વાસથી કહયું. "તેવન જાણુતા નથી કે હું એખલો વજાડીબી ચુકોછ. હું સક્કારે ઉઠીને ટાવરમાં, જાંહ એ ઓરગન છે તાંહ જાઉંછ, માહરા પગે ઉભો કરીને તેજ વખતે કેમ વજાડવું તે હું શીખ્યોછ. બેશક, હું હુજુન મેડલ્સ નથી ચલાવી શકતો."

"મને લાગેછ કે તું કોઇ વખતે નાતાબેદાર થતો હોશે," આઇરીને તેને નરમ ઠપકો આપતાં કહયું. 'મગર, ખચીત તે ટાવર તાલાં કુંચીથી બંધ રહેતો હોશે? લોકો પોતાને ગમે તેમ અંદર નહી જઇ શકતાં હોવાં જોઇએ?"

"હુ જાંઉછ, હું તો બારી વાટે અંદર જાંઉછ." બૅાબીએ મોટી ખુશાલીમાં જાહેર કીધું. "હું ચોરની રમત રમતો'તો ને માહરી પેનનાઇફથી રાધણીની બારી ખોલી કહાડતો'તો. રાધણીની બારીને તો લોખંડનાં સલીયા મુકેલા છે, પણ ટાવરની બારીને કંઈ તેમ નથી."

તેજ વખતે ઘંટ વાગો, તે તેઓને ડ્રાઇંગરૂમમાં જવાની નિશાણી હતી, કે આઈરીન, લેડી ડોરોથી–અથવા 'ડોડો,' જેમ તેને બોલાવવામાં આવતી હતી તેની–સાથે ગઈ, જેને પોતાને શરમાલ વિચારવંત ઉંડી ભુરી આંખ્યોથી તેણીને ઘેરી હતી.

"હાલમાં–મીસ રેએ ખબર કીધી કે–'હીઝ લોર્ડ શીપનો ફાંટો બ્રાઉન ડ્રાઇંગ–રૂમમાં સાંજ પસાર કરવાનો હતો! "અને બૅાબી સીવાય દરેકને માટે હીઝ લોર્ડ શીપના ફાંટાંઓ કાયદા સમાન છે." તેણીએ ઉમેર્યું

બ્રાઉન ડ્રોઇંગ રૂમ એક મોટો ચોખંડો ઓરડો હતો, તેમાં કુટુંબી સબીઓ જમાનાઓથી સંગ્રઇ રહેલી ટાંગેલી હતી.

"એ સેક દંતકથા છે કે બ્રુકપોર્ટોની નસોમાં રાજવંસી સેકસન લોહી વહછ," મીસ રેએ તે બાળાને જણાયું. "મગર હું ધારૂંછ કે તમે એ બધાંથી માહીતગાર હશો, અને માહરાં કરતાં વધારે જાણતાં હશો."

"ખરેખર કેહુંછ કે તું એ બધાંથી મુદલગ માહીત-ગાર નથી." આઈરીને જવાબ કર્યો. "કોઇક રીતે એ લોક

માહુરાં રસ્તામાં નથી આયાં. મગર આંય કોણ છે? એ તો હાલને જમાનેની સબી છે, નહી?"

તે એક પેન્ટીંગની સાંમે ઉભી રહી ગઇ, જેને તે ઓરડામાં વચ્ચોવચ માનની જગોએ તાંગવામાં આવ્યું હતું. તે એક તેજસ્વી ને અઠાગ ખુબસુરતી ધરાવતી, સીધી પટલી ને ઉંચી, નાજુક દેખાવની તારૂણીની આખા કદની સબી હતી. સાદા, સુધ સફેદ કપડાંમાં મોહક ઢપે દ્રેસ થયલી એક કોતરેલા પીલરને અઢેલીને ઉભેલી તે કોઇ સુંદરી હતી. તે ચહેરાએ આઇરીનનું ઘણું ધ્યાન આકર્ષ્યું. તેને જાને પોતા તરફ ખેંચીને તે નાજનીનનાં મનપર ઉંડી અસર ઉપજાવી. નરમાસભરેલો નિખાલેસ સફેદઇ બતાવતો તે ગોલ ઘટમારો ચહેરો હતો, તેના રૂખસારો પર ગોલાબી રતાશ હતો. તેની ચલકતી ભુરી આંખ્યો ચલકતી હોવા સાથ વિચારવંત હતી.

શું તે એજ દલગીરી ભરેલો છાપ હતો જે તે ઝલકતા ચહેરાને ઘંભીર દેખાડતો હતો? આઇરીન મનમાં એ સવાલ પુછતી હતી તેટલાં મીસ રેએ તેનું ધ્યાન બહાર ખેંચ્યું.

"હું ધારૂંછ કે બધાં આવેછ. એ સબીને લગતું હું તમોને પછીથી કહેવશ. કોઇ આગલ એ વિસે નહી બોલવાની સંભાલ લેજો. એ તો કરટનથી અગઉ ઘંકાતી હતી, મગર આજે કોણ જાણે કેમ ખુલ્લી થઇછ," તેને ભરમમાં આઇરીનને કાને લાગીને કહ્યું. પછી મોટેથી ઉમેર્યું, "ચાલો, છોકરાંઓ, ખ્યાનાપર બેસી જાવ ને તમારો નવો ડયુએટ

વગાડો! કહ્યા મુક્યા વગર એક પ્રોગ્રામ રૂપે બધું એ લોક વગાડી જાય તે લોર્ડ બ્રુકપોર્ટને ગમેછ. બધુ કાયદાસર ચાલે એવું એવનને ગમેછ. અહીની જીંદગીમાં કદાચજ ફેરફાર થાયછ. તમારી આગમણ એક નવોજ બનાવ છે. અને હવે, તમે શું કરશો?

"હું નહી સમજી શકતી," આઈરીન બોલી.

"તમે મી. કોક્ષ સાથ ચેસ રમશો કે આપરે ડમી-સાથ વીસ્ટ રમ્યે? આપરે કંઇ બી કરવું જોઇએ," મીસ રે દીસતી રીતે ઇંતેજારીથી બોલી. "હું જાણુંછ કે હીઝ લોર્ડશીપ લોકોને કંઇ નહી કરતાં અમથાં બેસી રહેલાં જોવાનું જરાબી ખમી શકતા નથી. તેવન એટલા લાયકીવાલા છે કે, કંઇ બોલતા તો નથી, મગર તેવણને ખુશી કરવા દરેકને ગમેછ."

"બેશક! આઈરીન તરત મલતી થતાં બોલી. "તાહરે તો હું ચેસ રમશ."

તેને મનમાં વિચાર આયો કે તે જુલમગાર જેનેથી માનીતા ઍબી સીવાય બધાં બીહુધેલાં ધ્રુજેલાં રહેતાં હતાં, તે કદાચ 'ડમી'ને બદલે પોતે બેસીને રમવાનું વાહરૂં લય. કેવો તે અજબ જેવો માણુસ હશે! તે સુંદરી અરધા તુચ્છકાર ને અરધા આકર્ષણથી મનમાં વિચારવા લાગી. મીસ રેએ ધામધુમી અદાથી મીં. કોક્ષ આગલ જઇને કહ્યું, જે પરદા પછવાડે ભરાઈને એક સ્પોર્ટીંગ પેપર વાંચતો બેઠો

હતો, તે તરત કુદીને ઉભો થયો અને ચેસ તેબલ લઈને તે નજીક આયો.

• "બ્લેક કે વાઈટ?" તેને પુછ્યું.

"બ્લેક, પ્લીઝ!" આઇરીને જવાબ કર્યો. પછી તેને પોતાનું બધું ધકધ્યાન તે રમત પરજ રોકયું. તે એક સારી રમનાર હતી, પણ મી. કોક્ષ એક બાહોશ હરીફ પુરવાર થયો.

"એકે ઘોડાને ઉંચકવા અગઉ બે વાર વિચાર કરો," કોઈ તેની પીઠેથી બોલ્યું.

કોઈક રીતે તે અવાજ અણુજાણ્યો કે અણધારેલો તે મધુરીને નહી લાગ્યો. તે ફરી, અને એક ઉંચા મરદને પોતાની પુઠે ઉભેલો જોતાં, તે તરત પોતાની બેઠકમાં ખડી થઈ.

"લોર્ડ બ્રુકપોર્ટ!" તે બોલી ઉઠી. તે ઉમરાવી તોરના આકાર જોતાં, તેણીનું બાલક જીગર તાજુબી ને અચરતીમાં કંઇ અજબ જોરથી ઠોકા મારતું હતું.

તેને શું જોવાની આશા રાખેલી? એક ઉંચા, સુંદર માથાવાલા, રૂપેરી થયલા સુનેરી ભુરા વાળો વાલા, અણીયાલા ઘાટ ઘટમવાળા, દ્રઢ હુડપચીના ને મોટી શોકાતુર આંખ્યો વાળા મરદને જોવાની તો નહીજ.

"મીસ સનો!" એક તિક્ષણ નજર તેણીપર નાખતાં તે ઉમરાવ બોલ્યો. "તમારી રમત આગલ ચલાવો!" તેને તરત લાયકીથી ઉમેર્યું.

હીઝ લોડ શીપ તેણીને અણજાણ્યા હતા અને તેને જોવાની આશા રાખેલી તેથી તદ્દન ઉલટીજ કિસમના મરદ હતા; મગર તેના અવાજમાં ને રીતભાતમાં એવું કંઈ હતું જે અચોકસ સ્મરણ તે બાળાને કરાવતું લાગ્યું.

તે પાછી ખુરશીમાં બેસી ગઈ અને રમવા લાગી, તે બેધ્યાનપણે લોર્ડ બ્રુકપોર્ટની સલ્લાહ સમજતી રમત રમતી હતી.

"હું ધારૂં છ કે આજના જેવી ખરાબ ગેમ હું માહરી જીંદગીમાં કદી નહી રમી હોવશ!" તે હારી જઇને, ઉઠીને ઉભી થતાં, અને ચહેરામાં લાલ થઈને, હીઝ લોર્ડ શીપ તરફ તીછીં નજર નાખતાં બોલી.

"તમે એમ કદાચ રમ્યાં હોતે-કે એમ ને એમ," તેને 'પીસો' ખસેડીને બતાવતાં કહ્યું. "પછી થોભતાં એક નિશ્વાસ નાંખ્યો, અને આજુબાજુ ઉડતી નજર નાંખતાં, અહંકાર ભર્યો બની ગયો. "બાઇ ધ બાઈ, તમારો રાગ પાછો સુધર્યો કે?" તે છોકરીને બારીકીથી નીરખીને જોતાં તેને પુછ્યુ.

"હું બીહુંછ કે તે કદી પાછો સુધરશે નહી," જાણે તેની રીતભાતમાં થયલા ફેરફારથી તદ્દન બેખબર હોય તેમ તેને જવાબ કર્યો.

"એ તમારૂ પોતાનું મત છે કે કોઇ સ્પેશીયાલીસ્ટનુ?"

"એ કંઇ મત નથી, કમનસીબે-એ ખરૂં છે, નહી તો હું અત્યારે અત્રે હાજર હોતે નહી," તેને જરા મગરૂરીમાં જવાબ આપ્યો.

"આહ, હું ધારૂંછ કે હું સમજુછ!" તેને મુછમાં હસતાં કહયું, "વેલ, મીસ સનો, પુરાણી કહેતી છે કે ખરાબ પવન જે ફુકતાં કોઇને, તો સારૂં કરેછ તેનો એક એ વધુ પુરાવો છે. તમારી નુકશાની કદાચ હમારો લાભ થશે જો તમે હમારી વચ્ચે રહેવા મનપર લેશો તો. હું દલગીર છેઉ કે મેં તમોને અગઉ ગાતાં સમજ્યાં નથી. તમે વજાડોછ કે?"

"જી હા, ઑારગન અને પ્યાનો," તેણીએ જવાબ કર્યો.

"અં! ત્યારે હમોને વજાડી સંભળાવતા તમોને કંઈ વાંધો છે?" તેને માયાથી પુછયું.

"તેમ કરવા ઉલટી હું ખુશી થવશ!" તેને સાદઇથી કહયું. અને ફરીને પ્યાના પર ગઈ. તેને પોતાનું પાણી બતાવવાની ટક મળી હતી. તેને લાગું કે તેને લોર્ડ બ્રુકપોર્ટને બતાવવું જોઇએ કે તે કોઇ ચીજમાં તેનેથી શ્રેષ્ટ હતી, અને તેથી તે, તે મગરૂર ઉમરાવની બરોબરી કરી શકે.

તેને અગઉ કદી વજાડયું નહી હોય તેમ વજાડવા લાગી. તાંહાં ભેગી મલેલી કમ્પની, તેનું સુંદર મ્યુઝીક સમજતાં જાણે વાચા વગરનાં થઇ ગઈ. મીસ રે હરખથી ઉશકેરાઇ ગઇ. તે ખરાં દિલથી ખુશી થઈ, કેમકે આઇરીન તેને પેહેલી નજરેજ ગમી ગઇ હતી. મી૦ કોક્ષ બી મ્યુઝીકનો ઘણો શોખીન હતો, અને તે બી તેઓ વચ્ચે એક કાબેલ મ્યુઝીશીયન હતી તે સમજી શકયો.

અર્લ તો ચુપ ઉભો હતો; તેનાં શાંત ચહેરાપરથી તેને દિલમાં શું થતું હતું, તે શું ધારતો હતો તે કોઇ જાણી શકે નહી, સીવાય કે તે અવર નવર પોતાની મોહોઝદાર તરફ બાડી નજરે જોતો હતો, જે બીચારી, ચુપકીદીમાં પોતાનાં હાથમાંનું ગુંઠવાનું ગુંઠી જતી હતી. જ્યારે તે પીસ પુરો થયો કે તે પ્યાના નજીક ગયો.

"ઠીક કયું, મીસ સનો!" તે બોલ્યો. "તમે વગાડેલો 'સોનેટાં' મને કંઈ ખાસ ગમતો નથી, મગર કોઇ બી ચીજ સારી રીતે વજાડેલી સમજવાનું મજહનું છે."

પછી તે ન્યુસપેપરની તેબલ નજીક ગયો, એક ચોપાન્યું ઉચક્યું, અને બીજો એક બી શબ્દ બોલ્યા વગર બધાંને છોડી ગયો. તેના ગયા પછી બધાં વધારે નિરાંત પામેલાં લાગાં.

આઈરીન, તે રાતે પોતાનાં ઓરડામાં જવા અગાઉ તે કેમરાવી કુટુંબની ગવરનેસ થવાનાં મનમાં નક્કી નિવેડા પર આવી હતી.

---

## પ્રકરણ ૧૦ મું.

---

તે સુવાની તૈયારી કરતી હતી તેટલાં તેના ઓરડાનાં બારણા પર ટકોરા સમજાયા.

"કોણ છે?" તેને જાણવા માંગ્યું.

"એ તો ફક્ત હું છેઉ-જેન રે. અંદર આઉ ?"

"આવો, આવો! એમાં વરી પૂછવાનું શુ હોય!" સુંદર આઇરીને જવાબ કર્યો કે તે ઇંગ્લીશ ગવરનેસ અંદર ચાલી આવી.

"મેં તમોને પેલી સખી વિસે કહેવાનું વચન આપેલું," મીસ રે બોલી. 'મને તે યાદ રાખવું હતું; મગર, તમારાં સુંદર વજાડવાનાએ મને એવી ભાન ભુલી બનાવી દીધી કે હું તદ્દન વિસરી ગઇ."

"ઓ, તેનું કંઇ નહી-કોઇ બી વખત ચાલે," આઇરીને તેને સમજાવ્યું. "માહરે તમોને ખોટી કરીને જગાડવાં નહી જોઇએ."

"નહી, એ ઘણું અગતનું છે!" મીસ રે એ વાંધો કીધો. "તમે હમારી સાથ રહેવો એવું હું ઇચ્છું છ, ડીયર, અને તેજ લેડી ખ્રૂકપોર્ટની બી ઇચ્છા છે. ગરીબ બીચારાં! આપણે એ કુટુંબી આફત વિસે કોઇ સમજી લયે એવો સેજ બી સંભવ હોય તાંહુ વાત કરી શકતાં નથી છોકરીઓ એ વિસે જરાબી જાણુતી નથી. કોઇ વખત મને લાગેછ કે એ લોકોએ જાણવું જોઇએ. મગર વચ્ચે બોલવાની કોઇની હીમતજ નહી ચાલે. આપરે કેમ કહીયે-એ લોક વખતે કંઈ બોલીને ભાંગરો વાટે તો કાલનો દુકાલ આજે પડે! હું તો બા નાહસીજ જાંઉ જો. મને તો ભોંયજ ભારી પડે! તમે એજબ થયલાં લાગોછ; પણ તમે શું એમ કહેવા માંગોછ કે લેડી લીડસ્ટૉને તમોને કંઈ કહયુંજ નથી?"

"હું, તમોને, ખરેખર નથી સમજી શકતી," આઇરીન બોલી.

"જો તમે કંઇજ એ વિસે નહી જાણતાં હોવ તો, ખુદરતીજ તમે શું સમજો?" તેને પીંજણ ચલાવ્યા કીધું. "મગર હું અજબ થાઉંછ કે લેડી લીડસ્ટોને તમોને ચેતાવ્યાં નહી. તમે શું ખરેખર એમ કહેવા માંગોછ કે, અર્લ અગઉ પરણેલા તે, તેવણે તમોને કહયુંજ નથી?"

"હા, હું કંઇજ જાણતી, નથી" બને તેમ જલદી તેની કાસર કહાડવા આઇરીને ટુંકમાં પટાવ્યું.

"એ વાતજ એવી ભયંકર છે કે લોકો તે કહેતાં આંચકી ખાયછ. હું ધારૂંછ કે તેથીજ લેડી લીડસ્ટોન એ વિસે કંઈ બોલ્યાં નહી હોશે," મીસ રે એ વિચારવંતપણે ચાલુ રાખ્યું. "તેવન જાણેછ કે લોર્ડ બ્રૂકપોર્ટ કેવા-તિક્ષણ લાગણી વાલા ને મગરૂર છે-કોઈ રખે તેવનની દયા ખાય એ વિચારથી કેવા મનમાં મુઝાઇને દુઃખી થાયછ અને તમારી સુંદર આંખ્યો એવી પારદર્શક છે! વૅલ, કોઇ બી રીતે તમે એ વિસે કશુંજ જાણતાં નથી, એટલે હું શરૂઆતથીજ શરૂ કરશ. લોર્ડ બ્રૂકપોર્ટના બાવા, જેવન મોટી ઉમરે પરણેલા હતા, તેવન એકાએક માથે લોહી ચડવાથી ગુજરી ગીયા હતા. એટલે જુવાન અર્લ દીકરીઓ ધરાવતી માગોને માટે એક સારો શેકાર થઇ પડયા હતા. વળી કોઇ પૈસાવાળી અમેરીકન છોકરીનું બી નામ એવન સાથ જોડાતું સમજાયું હતું. મગર એક દહાડો હીઝ લોર્ડશીપ પોતાના આગલા શીક્ષકની દીકરી સાથ અદરાયાની ખબરે સોસાયટીમાં ઘણો

હોહોકાર મચાવી મેલ્યો. તે ઉંમરમાં ઘણી નાહ્લી હતી. રાજદરબારમાં કુરન્સ બજાવ્યા પછીથી તે, બાઇ, સોસાયટીમાં ઘણી જણાવા લાગી, થોડાજ જણ તે કારજથી અચરત થયાં. તેવને હદ બહાર ખુબસુરતી ધરાવતાં હતાં. કોઇ બી ચીતારો તેવનની સુંદરતાનો પુરેપુરો ખ્યાલ નથી આપી શકયો. તેવન ઘણાંજ બાહોશ મ્યુઝીશીયન હતાં-જે બી હીઝ લોર્ડશીપની નજરમાં એક વધું ખેંચાણ થઇ પડયું હોય!

"વૅલ, તેઓનાં લગન બડી ધામધુમથી થયાં, અને તે પછી એ જુવાન અર્લ પોતાની મોહોરદાર સાથ બહારગામ સેહેલગાહે નિકળી ગયા, દરેક ચીજ તેઓનું ભવિષ્ય સુખ ને ચલકતું નિવડવાનીજ આગાહી કરતું હતું. પછી, અઢારેક મહીના પછી ક્યુપોર્ટનાં ઘંટ ખુશાલીથી વાગવા લાગા અને ગામનું લોક ઘણું હર્ષીત બન્યું-અર્લને તાંહ જોડ છોકરાં જનમ્યાં હતાં-એક વારસ દીકરો ને એક દીકરી. તંદરોસ્ત ને સુંદર તે બચ્ચાં હતાં, અને બધું તેઓનાં સુખની સંપુર્ણતાનોજ ખ્યાલ કરાવતું હતું. હું એ છોકરાંનાં ક્રીશ્ચનીંગ વખતે હાજર હતી-માહરા બાવા અત્રેના પાદરી હતા. તે વખતનો દેખાવ ખરેખર ઘણો સુંદર હતો. દેવલ લીલી ને ગુલાબનાં ફુલોથી સંગારવામાં આવ્યું હતું, અને તે જુવાન માતા સફેદ ફરની ત્રીમીંગ ટાંકેલા, શુધ સુફેદ સીલ્કનાં પોશાકમાં સજ થયલી ઘણી સુંદર દેખાતી હતી. બેઉ બચ્ચાઓ બી મોટી આંખવાલાં ને સગી માયની નજર લાગે તેવાં હતાં. કદાચ તમે વિચારતાં હોશો કે તાહરે દુઃખ સુવું કાંહ

આયું ? ઘણુંજ જલદી! હુમે બેઉ બચ્ચાંઓને તે લોકની માયને નર્સ સાથ ડ્રાઇવે જતાં જોયા, જે નર્સ, અર્લની નાલ્લી દીકરીને ધવાડતી હતી–તે સુંદર ને લગભગ જીપસી દેખાવની એક ઓરત હુતી. તેઓએ ઉન્હાળાના દિવસ કાસ્ટલમાંજ પસાર કીધા, અને બારટન હૉલ, લોર્ડ બ્રુકપોર્ટનો બીજો મેહેલ, જે ઇસ્ટ કોસ્ટ પર છે તાંહાં પાનખર રૂતુમાં જનાર હતાં, અને શીયાળો રીવીએરામાં ગુજારવાનું નક્કી કરવામાં આવ્યું હતું, કેમકે હુર લેડી શીપની તબ્યત નાદરૂસ્ત ચાલતી હતી. તેટલાં તો એ ભયંકર બનાવ બન્યો. જેથી બીચારા અર્લનું સુખ સદાનું લુટઈ ગયું."

મીસ રે જરા દમ ખાવા થોભી, અને આઇરીનને ઉશ્કેરાયલી જીજ્ઞાસામાં અધીરી બનતાં એકાદપલ જાણે દમ લેવાનું બી મોકુફ કીધું.

"ગમે તેટલો વખત હું જીવશ," તે ગવરનેસે ચાલુ રાખતાં કહયું. "તોબી હું તે ભયંકર રાત કદી ભુલશ નહી, હુમે ઉંઘમાંથી 'કાસ્ટલમાં આગ લાગીછે'ની બુમ સમજતાં ઝબકીને ઉઠયાં! હુમે બધાં તરતજ બહાર નીકલી પડયાં. હુમે ઘેરની બહાર નિકલ્યાં કે આગનાં સોલા આકાશ તરફ લંબાતા જોયા, અને જરા વારમાં તો આખું ગામ જાણે લાલ રોશનીથી ઝગઝગી રહયું. ગામનું લોક રૂર મારયું તે જગો પર આવી ઉભું હતુ. મગર કોઈ કંઇજ મદદ કરી શકયું નહી. આગનાં બુંબા સારૂં ઘોડા પર માણુસો દોડાવ્યાં હતાં. હુમે કાસ્ટલ આગલ પુગાં તાહરે માણુસોને બગીચાનું

એનજીન ને પંપથી આગને આગલ વધતી અટકાવવા સખ્ત મેહેનત કરતાં જોયા. આગમાં કાસ્ટલની એક પાંખ સપડઈ હતી, જેમાં પેલાં જોડ બચ્ચાંને તેઓની નરસો હતી. ફીક્કી ને શાંત, એક પત્થરનાં પુતલાં જેવી થંભ થયલી-મેં જવાન કાઉન્ટેસને ઉભેલી જોઈ. તેણીનો ખાવીંદ તે બલતાં મકાનમાં હતો, પોતાનાં આગમાં સપડાયલાં બચ્ચાં આગલ જવાની પેત્રણ તે કરતો હતો. એકાએક તે નરસો, ધાસ્તીથી દિવાની બનેલી, બેઉ બચ્ચાંઓ સાથ બારી આગલ દેખઈ. નિસરણી લાવવાની બુમ લોકોમાં થઈ રહી. એકાદ બે તો જોડીને દીવાલ સાથ ખડી કીધી હતી, મગર તે ટુંકી પડી, અને હેઠેની બારીએથી નિકલતા આગના સોલામાં તેગી સલગી ઉઠી. તે પછી લોર્ડ શીપ, ધુમાડાથી કાલા થયલા, લઠડતે પગલે બહાર આયા. દાદર પડી ગયો હતો! ગભરાયલા સાહુદે તેવને હોકમો આપવા માંડયા. પોતાના વ્હાલાં બચ્ચાંઓ આગમાં સપડઈ ગયલા હોવાના ખ્યાલે તેવન લગભગ દિવાના બની ગયા હુતા. ધોલ્યા, કોચ જે મલ્યું તે લાવીને તે ચોક્કસ બારી નજીક ઉભા કરવામાં આવ્યા. પછી, એક ભયાનક ચુપકીદી વચ્ચે તેવન પોકાર્યા, "છોકરાઓને બહાર ફેંકો!" હું તે ક્ષણ કદી ભુલશ નહી. તેટલાંમાં એક નર્સે એક બાળક સાથ દેખાવ દીધો અને તેવનના લાંબા કીધેલા હાથોમાં તે ફેંકયું. ખુશાલીનો એક પોકાર તે બાળકને સલામત બચી ગયલું જોતાં થઇ રહયો, મગર બીજી પેલમાં તે નિરાશીનાં દુઃખમાં ફેરવાઇ ગયો જ્યારે અચાનક એક

અચાનક ધડાકાનો અવાજ તાંહાં ફેલઇ રહયો! તે બાજુનો ભાગ એક મોટા કડાકા સાથ પડી ગયો હતો!!

"તે વખતનાં દેખાવની યાદ આજે બી મને ધુજરાં છુટેછ," તે જરા થોભીને ધુજતા સાહદે બોલી. "પેલું બીચારૂં બીજું બચ્ચું ને પેલી કમનસીબ આયાઓનો ફેજ નક્કી સમજી શકાય તેમ હતું. તે વિસે લેશ શક નહી હતો. બીજી થોડીક પલમાં બુંબાઓ આવી પુગા-તેના માણસો કાસ્ટલમાં ફરી વલ્યા, મગર જરા વારમાં બહાર આવતાં ખબર કીધી કે તે પાંખનો ભાગ તદ્દન પડીને બરીને કોયલો થઈ ગગો હતો."

"જોડ બાળકોમાંનુ કીયું બચવા પાંમ્યું હતું ?" આઈરીને અધીરાઈમાં પુછયું.

"દીકરો—હર લેડી શીપનો લાડકો. બધાંએ ધાર્યું કે તેણીનો પોતાનો ડાર્લીંગ જીવંલો હોવાથી એવનનાં દિલને થોડીક બી રાહત મલશે. મગર અજબ જેવી રીતે તેથી તો એવનનાં દુઃખમાં ઓર વધારો થતો ગયો. બધુ જરા સમાધાન થયું કે એવને મનમાં ગમ ધર્યો ને દહાડે દહાડે ગલાતાં ચાલ્યાં. અર્લ, તેવનને ને પોતાના દીકરાને લઈ કાન્ટીનેન્ટ પર ઉપડી ગયા, અને થોડો વખત તો એવનની તબયતની ખબર સારી આવવા લાગી. તેટલાં વરી નવી આફત બીચારા અર્લ પર વરસી. અર્લનો વારસ બેટો ઉપદ્યાંમાં મરી ગીયો! તેના શબને લાવીને ફેમીલી બૉલ્ટમાં દફનાવ્યો. હર લેડીશીપ બી જીદ કરીને સાથે આયા; અને વધુ બુરૂં તો શું,

તેવનનાં મગજ પર અસર થઈ. અને ઘણી તોફાની રૂત હોવા છતાં બી, તેવન દેવાલમાં ભટકયા કરતાં, અને કલાકો સુધી પોતાનાં દીકરાની ઘોર પર બેસીને ભણ્યાં કરતાં હતાં. લોર્ડ ખ્રૂકપોર્ટે તેવનને સાથ ફરવા ઘણું બી કીધું, મગર બીચારાંનું ભેજુંજ ખસી ગયલું એટલે ઘણાંજ હુજ્જતી થતાં. વળી જેમ લોર્ડ શીપ હમણાં બાબીને લાડ લડાવેછ તેમ તેવનંને લડાવતા હતા. તેનું બી એક દહાડો સેવટ આયું થોડાંક અઠવાડીયાં પછી તેવનનાં લન્ગસને સરદી લાગી ને તે મસે બીચારાં માર્ગે લાગી ગીયાં. કદાચ હવે તમે એવનની વિચિત્ર પ્રકૃતિ વિસે સમજી શકશો ને દયા ખાઇને બીચારા ઘર્લ તરફ ધીરજથી વર્તી શકશો. હું ધારૂંછ કે, જોકે એવન ફરીથી પરણ્યા છે, તો બી એવન પોતાનું દુઃખ ભુલી જઇ શકતા નથી. એવન પોતાની પેહેલી બૈરીને ઘણી ચાહતા હતા."

ફરીથી આઇરીન પર શું અસર થઇ હતી તે જોવા મીસ રે જરા થોભી.

"હા," આઇરીન નરમાસથી બોલી. "તેવન તેને ચાહતા હતા, અને અત્યંત દલગીરીથી એવનનાં મગજ પર જે અસર થઇ તે હજુન ગઇ નથી."

"એવને તે આખો પુરાણો મેહેલ તોડાવી નાંખ્યો ને નવેસરથી પાછો બંધાવ્યો, પેલા ટાવરની પાંખ સીવાય, એવને એ નવો પેલા અસલનાંથી તદન જુદાજ પ્લાને બંધાવ્યો છે." મીસ રેએ ચાલુ રાખ્યું. "તે ટાવર જે લેડી ખ્રૂકપોર્ટ કહેલાની તેજ. હીઝ લોર્ડ શીપ તેમાં કલાકોનાં

કલાકો એખલા રહેછે. કોઈ વખત એવન ઑરગન વગાડેછે. એવન તાંહ હોયછ તાહરે કોઈ એવન આગલ જતું નથી. મને તો બા એવનની પુઠે તેમાં નહી જવા ગમે. એ આવી દુઃખભરી કહાણી છે. દેવલમાંનું મોન્યુમેન્ટ, જે બધાવેલું છે, તે એક ઘણું બ્યુટીફુલ વર્ક એક પ્રખ્યાત ઇટાલ્યન કોતરનારને હાથનું છે. કાલે બપોરે 'સરવીસ' પછી જો તમે જરા થોભશો તો હું તમોને તે બતાવશ. અને હવે હું ગુડ-નાઇટ કહેવશ!" અને તે ગઇ.

આઇરીન ઘોડ્યા પર સુતી ખરી, પણ તેને ઉંઘ આવી નહી. તે બધા કરૂણારસ બનાવો તેની આંખ સામેથી જાણે પસાર થતા હતા.

"ઓ, ખરેજ કમનસીબ માણસ!" દયાલુ આઇરીન ઘોડ્યા પર બેકરારીથી અફ્લોટતાં બોલી, તેનું બાલક જીગર દયાથી દાઝી ગયું હતું. "એવન અજબ જેવા ને મેહેણા ભરેલા થઈ ગયાછ તેમાં જરાબી અજબ થવાનું નથી! એવનનો સ્વભાવ બગડી ગીયોછ. એવન જીંદગીનું તેજ તે મરેલાં વ્હાલાંઓ સાથ દટઇ ગયુંછ. ખોદાનુંબી કરવું કેવું અજબ થઇ શકેછ! તે છોકરાંઓ અઠાગ હેતે ચાહેલાં, ખીલતાંજ કરમઇને મરી ગયાં હતાં, જ્યારે તે પોતે, એક કંગાલ ઘેરબાર વગરની છોકરી, કોઇનાં બી દરદાવા કે માંગ્યા મુકયા વગરની, કશાબી ખરા હક ઇલાકા વગર, દયાથીપલાયલી, જીવી હતી!!

"માહરે એ પર ઘણો ખ્યાલ નહી કરવો જોઈએ, નહી તો હું ખુદામાંનો માહરો વિશ્વાસ ખોહી દેવશ," તે ગરીબ બાળાએ અફસોસ કરતાં વિચાર્યું. "માહરે તો ઉલટું માહરા બાવા જેવા એક માયાલુ ઇન્સાનને ઘેર આશરો મેલવ્યો તે માટે આભારી થવું જોઇએ. માહરી નજર સામે હુંમેશ હું એવા એક મરદને જોતી રહેવશ કે જેની સાથ સરખાવતાં માહરૂં દુઃખ તો કુછ બીસાદમાં નથી. દહાડાનાં દરેક કલાક માહરાં કરતાં ઘણુજ વધુ એક કંગાલ ઇનશાનને જોતાં, હું થોડોક દિલાસો મેળવી શકશ જો દિલાસો મેળવી શકાતો હશે તો!"

બીજી સહવારે તે તાજગી ભરેલી ઉંઘમાંથી ઉઠતાં સ્કુલ રૂમની બ્રેકફાસ્ટ ટેબલ પર હસ્તું મોહનું લઇ જઇ જઇ શકી. બધાં છોકરાંઓ ને તેઓનાં શીક્ષકો ટેબલ પર બેસી ગયા હતા. છોકરીઓ, જેઓની શરમ ભાંગતી જતી હતી, તેઓ તેણીને જોતાં દોડી આવી ને તેને ચુમી લીધી.

દેવળમાં જવા નિકલ્યા તે અગઉ તેને લોર્ડ કે લેડી બ્રુકપોર્ટને જોયાં નહી. હાલની બહાર એક પાર્ક ચેસ ઉભેલી હતી, જેને જોડેલા ઘોડાને એક ઘોડાવાલો પકડીને ઉભો હતો. જરા વારે લેડી બ્રુકપોર્ટ પોતાના વરનાં હાથનો ટેકો લઈને બહાર આયાં. બેઉ વર બૈયર આઈરીનને માયાથી મલ્યાં. આઈરીનને તો લોર્ડ બ્રુકપોર્ટ ગેઇ રાતનાં કરતાં વધારે ઠંડો, ફીકકો ને કરડો દીસ્યો. તેની આંખ્યોએ તેણીના ચહેરા પર બેદરકાર ઢપે જોયું અને આઈરીનને

તેને એમ જોતાં જોઇને થોડાક વેહમ પડયો અને તે લાલ થઇ. તે તેની પાછલી જીંદગીના બનાવોથી માહીતગાર બની હતી એમ શું તેને શક પડયુ હતો? તે શું એટલો મગરૂર હતો કે તે બનાવો સાધારણ વાતચીતનો વિષય થાય તેથી, તે શાંખી ન શકતાં ગુસ્સે થતો હતો?

તેને વધુ તર્ક કરવાનો વખત મળ્યો નહી. બાબીને મી૦ કોક્ષ આવી પુગતાં બધાં ગાડીમાં ગોઠવાયાં કે દેવલ તરફ હંકરાવી ગયાં.

તે દેવલ ઘણું પુરાણું હતું, જેમાં પુર્વ તરફ એક નવી બારી સુંદર ઢપે બંધાવેલી હતી, જેની નીચે સંગે મરમરની તખ્તી મારેલી હતી તેમાં આઈરીને વાંચ્યુ કે-"આંય બારી અરનેસ્ટ સોલમા અર્લ ઑફ બ્રુકપોર્ટે પોતાની વ્હાલી મોહોરદાર ને જોડ બચ્ચાંની યાદમાં બંધાવી છે."

આઇરીન, મીસ રે ને છોકરીઓ લેડી બુરૂકપોર્ટ સાથ ચૅનસેલમાં બેઠાં હતાં. એક 'હીમ' ગવાતાં આઇરીને ચોપાસ નજર ફેરવી તો હીઝ લોર્ડ શીપને ઑરગનપર બેઠેલો જોયો.

સરવીસ પુરી થતાં તેઓ સાથ પાદરી કાસ્ટલમાં આયો તે કાસ્ટલમાંજ લન્ચ લેનાર હતો.

"તમોનેઅહી જોવાથી હું ખરાં દિલથી ખુશી થયોછ," તે પાદરીએ પોતાના બુજરોગ ચહેરાપર મલકાટ લાવતાં કહયું. "માહરી લંડનમાં પરણેલી દીકરીથી મેં તમારા મધુર ગાના માટે સમજેલું છે."

આઈરીન તે વૃદ્ધ ગૃહસ્થ સાથની વાતચીતથી તેની તરફ ઘણી ખેંચાઇ, અને જ્યારે બે કલાક પછી તે, મીસ રે ને તેણીની સાથ આફ્ટરનુન સરવીશ માટે તેઓ સાથ ચાલવાં લાગો ત્યારે તે કોમલાગીને લાગું કે બ્રૂકપોર્ટ કાસ્ટલમાં પોતાનું રહેઠાણ કરવા આ એક મોટી લાલચ હતી–તે ભલા બુઢ્ઢા પાદરી પર શ્રદ્ધા મુકીને કંઈબી બલકે બધુંજ તે તેને કહી શકે.

તાંહુ ને તાંહુ તરતજ તેથી મીસીસ સનોની ઇચ્છા બ્રૂકપોર્ટનાં ગામમાં આવીને વસવાની તે બાળાએ તેને કહી

"તદ્દન કુદરતી!" તે ભલા પાદરીએ ગરમ દિલસોજી થી કહ્યું. "મગર, મીસ સનો, જો તમે ઘરડાઃ માણુસ, જે એ ભલાં લોકને વરસોથી ઓલખેછ, તેની સુચના પર અમલ કરો તો, આંય તમારી ને તમારાં માયની ઇચ્છા લોર્ડ બ્રૂકપોર્ટને જણાવો એવનનો એટલો અદલ ને ઉદાર ખવાસ છે કે, લોકો તે જાણુને હીંમતથી એવન આગલ પોતાની ઇચ્છા કે માગણી રજુ કરે તેથી જેટલા એવન ખુશી થાયછ તેટલા બીજા કશાંથી નહી."

આઈરીને તેને ખાતરી આપી કે તે તેની સલ્લાહ મુજબ વરતશે, પણુ સરવીસ દરમ્યાન તેને લાગું કે તેનો તે ભાગ સખ્ત પ્રયત્ન ભરેલો હતો. થોડાક આસામી જે અંતરના ભાવથી વાત કરીને વિશ્વાસ જીતી લએ છે તેમાનો હીઝ લોર્ડશીપ નહી હતો, વલી તેને સમજે બી તેની જીંદગીની કેફિયતથી તેની આગળ એ અરજ કરવાનું તેને વધુ મુશકેલ બનાવતું હતું.

સરવીસ પુરી થતાં મીસ રે તેને દેવળનાં બીજા ભાગમાં લઈ ગઇ, જાંહાં ઘણી સરખી કબરોની વચ્ચે એ વિસામો લેતી કિસમે સંગેમરમરમાં ઉત્તમ ગૃપ કોતરેલો હતો–એક સુંદર અબળાનો જે જાણે ઉંઘમાં હોય તેમ સુતેલી હતી, તેણીનું માથું સેજ કોર વાંકુ હતું, તેના હોઠોપર સંતોસનો મલકાટ હતો. તેના એક હાથ પર એક બાળક છોકરો ઉંધાયલો હતો; જ્યારે બીજા હાથ પર એક નાહની છોકરી ચંપાયલી હતી, પોતાના ભાઇ તરફ હાથ લંબાવીને તે હસતી સુતેલી હતી.

"આંય ગૃપ મરણનો તો સેજ બી ખ્યાલ નથી કરાવતો," આઇરીને કહયું. "મેં અગઉ કદી બી પત્થરનાં આકારો એટલા હુબહુ નથી જોયા."

"એ અજબ જેવું છે કે તમે બી એવોજ વિચાર લઇ ગયાં. ઘણા જણાંએ એજ વિચાર દરશાવ્યો છે," મીસ રે બોલી.

"એને કોતરનાર ઇટાલીયન ઝાઝુ જીવ્યો નહી. અલબત, આંય કામે તેની કીર્તી વધારી મગર તે એકાદ બે વરસમાંજ પછીથી મરી ગયો."

એક છેલ્લી દુઃખભરી નજર તે મૉન્યુમેન્ટ પર ફેંકી ને આઇરીન મીસ રેની પુઠે બહાર પડી.

"વૅલ, એ આખો ખ્યાલ લૉર્ડ બ્રૂકપોર્ટનો હતો," ઘેર તરફ જતાં મીસ રેએ સમજાવ્યું. "મને તો મનમાં જરા બી શક નથી કે પેલા ભયંકર બનાવ પછી એવન સેજમાં

બચી ગયા છે. હું તો માનુંછ કે એવન એ મોટા દુઃખમાં જરૂર મનનું સમતોલપણું ગુમાવી બેસતે. એવનનાં ભેજાં પર તેથી અસર તો જરૂર થઈછ. એવનને એક ધખારો એ બેસી ગીયોછ કે પેલી નાહની છોકરી મરી નથી ગઈ. ધખારો નહી તો બીજું શું? તે બીચારી બધાંને વાસ્તે મુવેલી છે, મગર તેના બાપને વાસ્તે તે જીવતી છે–સીક માણસોને બાજે વખત ધખારા ભરાયછની તેવોજ એ બી છે, નહી? તે બીચારી બચીજ કેઈ રીતે શકે? મેં તો એમ બી સમજ્યુંછ કે પેલો કોતરનાર હીજ લોર્ડશીપના એ અસલ કલ્પના સાથ મલતો નહી થયો તો, તેને તો સુચવ્યું તું કે નાહ્લી છોકરીને માય પર અઢેલાવીને જાણે પોતાના ભાઈને જગાડતી હોય તેમ દેખાડવી. પેલી લાલ કાચની બારી તેણી પર કીરંમજી રોશની ફેંકવાજ બંધાવી હતી. બુધી હાઉસ કીપર જે આગ લાગી તે વખતે હતી તેને મને નો કહેલું. લેડી બ્રુકપોર્ટ તો બીચારી માહરાં કરતાં કંઈજ જાસ્તી જાણુતી નથી. એક વખત બાબી સીક પડેલો ત્યારે તેવને મને કહેલું કે તેઓ પહેલ્લે અદરાયા તાહરથી લોર્ડ બ્રુકપોર્ટે પોતાની પેહેલ્લી મોહરદાર કે બચ્ચાં વાસ્તે કંઈજ તેવનને કહયું નથી કે નથી પોતાની ભીતરની લાગણી તેણીને સમજાવી એવન સદા માયા, માન ને કાલજીથી વર્તેછ, તેથી વધુ કશું નહી. એવો એક ખાવીંદ પામવા કરતાં હું તો બા જીંદગી ભર કુમારી રહેવાનું પસંદ કરૂ, તમે બી તેમજ કરોની?"

"હું બી તેમજ ધારૂંછ!" હેરોલ્ડનો ઉતાવળો ખ્યાલ કરતાં આઇરીને જવાબ આપ્યો. આંય બે કેવા એક બીજાથી ઉલટા

હતા તેણીનો લવર અને તેણીનો ભવિષ્યનો શેઠ! મગર તેને હુરેલ્ડનો વિચાર વટીક નહી કરવો જોઇએ? તેને સખ્તઇથી તે વ્હાલા જવાનની યાદ મનમાંથી દુર કરવાની કોશેશ કીધી. તેને તાંહુથી જવા અગઉ મી. કારટરની સલ્લાહ મુજબ ચાલીને, તે પોતાનાં માયને પોતા નજીક રાખવા ચાહતી હતી તે, તે મગરૂર અર્લને હીંમતથી કહેવાનું હતું.

આગલા દહાડાની માફક ચાહે સ્કુલ રૂમમાંજ લાવવામાં આવી જે પછી બધાં ડ્રોઇંગ-રૂમમાં ગયાં, તે દહાડે આઇરીનને, આગલી સાંજ કરતાં લોર્ડ બ્રુકપોર્ટ તેણી તરફ ઓછો મેહેરબાન હોય એમ લાગું. તેણીને લાગું કે તેણી તરફની તેની નજરમાં ખુલ્લી નાઉમેદી વાંચી લઈ શકાતી હતી. હવે તેને ખાતરીથી માન્યું કે તેને દેખાયલી નાઉમેદી કંઇ તેના મનનો ધખારો નહીં હતો. તેની તરફથી રાતના છુટા પડતાં પડતાં, એક ઠંડી શેકહેન્ડે, તેને કશીજ હીમ્મત નહી આપી, અને તે ગરીબ છોકરીએ ઘણી ખરી રાત જાગતી પડી રહી ને વિચાર કરવામાં ગુજારી. તેં એ કુટુંબમાં રહીને પોતાનું ગુજરાન ચલાવી શકશે? તે શું હર લેડી શીપની લાગણી વગરની રીતભાત સહન કરી શકશે, બૉબીનાં કજયાખોર મસતીતોફાન, અને લોર્ડ શીપની સખ્ત અભીમાન ભરી વર્તણુક પરથી ઠંડા તુચ્છકારભર્યો ફેરફાર થતાં-તે, તે શાંખી જવા જેવી મજબુત મનની હતી કે?

"એ સઉથી નાઉમેદ બનેલો ને નાસીપાસ થયલો આસામી દુન્યામાં હોશે, મગર એ ઘણોજ મગરૂર છે! તેને અંતે તાંહ રહેવાનાં ઠરાવ પર આવતાં અને જે તેની શકતીની

આવ્યે હતું તે નક્કી કરતાં કંટાલો ખાધો, "હું એ કેમ શાંખી શકશ? હું બી એવીજ મગરૂર છેઉ—જો કે હું છેઉ તો ન જણાયલી ને ઘેરબાર વગરની!"

સહુવાર પડતાં સુરજનાં કિરણો બારી વાટે તેના ઓરડામાં દેખાવ દેતાં અને બહાર પક્ષીઓને ખુશાલીમાં કલોલ કરતાં સમજતાં તે ઉંઘ વગર બેકરાર અલોટયા કરતી અને તેથી ઉઠીને, તૈયાર થઈને બહાર પડી.

બહાર ફરતાં તે એક ફાટકની વાડ આગલ આવી ઉભી. જેની વચમાં એક ગ્રે પત્થરનો પડત જેવો ટાવર ખડો હતો. તેને ત્રણ બારી હતી એકબીજાંની ઉપર, અને જમીનથી લાગેલો એક પુરાણો દરવાજો હતો. લીલાં ઘાસવાલી જગો વાડે ભરી લીધેલી હુતી જેમાં કોનીકસને સરોવરનાં ઝાડ રોપેલાં હુતા, કોઇ રીતે તે દેખાવ એક કબ્રસ્તાનનો ખ્યાલ કરાવતો હતો.

આઇરીન માટે તો તે દારૂણુ ગોળ ટાવર કંઇ અજબ ખેંચાણ ધરાવતો હતો. શું તે લોર્ડ બ્રુકપોર્ટની કરૂણાયત જીંદગીની યાદ નહી ધરાવતો હતો? તે અસલનાં મેહેલનો એક ભાગ હતો એમ માનવું અશકય લાગતું હતું.

તાવરને ફરતો એક નાહનો લોખંડનો દાદર હતો.

"દીસ્તી રીતે ઉપરથી કંઈ જોવાતું હોશે," તેને વિચાર્યું. પછી તેને હીંમત કરીને તે નાહનું ફાટક ખોલ્યું અને ઘાસ વટાવીને લોખંડનો દાદર સંભાલથી ચહડવા લાગી,

તે તીજે મારે કમાન આગલ અંદર જતાં એક છાપરાં વગરનો ઓરડો હતો તાંહુ પુગતાં તે થોભી. તે તેમાં દાખલ થઈને આજુબાજુ જોવા લાગી. તે એક મોટો ગોલ ઓરડો હતો, તેમાંની બે બારીઓ પોર પખાલ ખુલ્લી હતી. તેની જમીનંપર ટાઇલસ જડેલાં હતાં જે બારેમાસ રૂતુઓ સાથે સદા ખુલ્લાં હતાં. ઉદવાલમાં જડેલી એક પત્થરની ટૅબ્લેટ પર નિચલો લેખ કોતરેલો હતોઃ—

"આંય જગોએ માહરી વ્હાલી દીકરી અરનેસ્ટાઇનને મેં છેલ્લી જોઇ હતી.

૧૦ મી અકટોબર, ૧૮—"

તે વાંચતાં અચાનક તે મરદ જે આ શબ્દોથી સાહેદી પુરતો હતો કે મોહતે તેના એક વ્હાલાં બચ્ચાંથી તેને વિખુટો પાડયો હતો, એમ તે સાફ માનવા ના પાડતો હતો તેને માટે તે કેમલાગીનાં દિલમાં દયાની લાગણી ઉત્પન્ન થઇ. તે પીતા પોતાનાં બચ્ચાંને કેવાં અખંડ વ્હાલથી ચાહતો હતો તેનો શું એ પુરાવો નહી હતો!

"તે બીચારૂં બચ્ચું બળીને મરી ગયું હતું એમ એ માનતો નથી તે શું તાહરે ખરેખર ખરૂં હોશે?" તેને વિચાર્યું.

એકાએક તાંહની શાંતીમાં ઑરગનનાં મ્યુઝીકનો અવાજ સમજવા લાગો.

"બાબી ઑરગન વજાડતો હોશે," તેને મનમાં ઘભરાતાં, તો બી આશાભરી અટકલ કીધી.

સહુવારને પોહોર લોર્ડ બ્રુકપોર્ટ પર જાસુસી કરતી હોય તેમ તેવણુનાં એકાંતવાસમાં પગપેસારો કરતી પકડાવાનો ખ્યાલજ ત્રાસજનક હતો. એક અઘરો પીસ જે કીસબી વજાડનારજ વજાડી શકે તે વાગતો સમજતાં તેનાં પાણી મરી ગયાં. તેને ત્યારેજ માન્યું કે લોર્ડ બ્રુકપોટ ઑરગન વજાડતો હતો. હવે તેને શું કરવું? ઓ, તે તાંહુ ઝાઓ વખત તો નહી રહે! તેને ખાતરી થી માન્યું કે તે સારા આંઠે નાસ્તાને વાસ્તે કાસ્ટલમાં જવો જોઈએ.

"એવન જાય તાંહુ સુધી મહને થોભવું પડશે," તેને નિવેડા પર આવતાં વિચાર્યું, અને ઉપરની સીરી પર બેસીને તે તે મ્યુઝીક સમજવા લાગી. તે પીસ પુરો થતાં, તાંહુ જરા વાર ચુપકીદી ફેલઈ. પછી વરી જરા વારમાં પાછું મ્યુઝીક સમજાયું.

"એ માણુસ એક મોટો આર્ટીસ્ટ છે!" તેને મનશે કહ્યું.

જો તેને અગઉ લોર્ડ બ્રુકપોર્ટની દયા ખાધી હોય તો, તે કાબેલ પુરૂસ માટે વખાણુની લાગણીએ હવે તેનાં જીગરમાં જગો લીધી.

તે બી વાગતું બંધ થતાં તેને કાસ્ટલનાં ઘડીયાલમાં આંઠની ટકોરી પડતી સમજી.

"એવન હવે ગીયા હોશે અને હું મોડી થવશ," તે બબડી. અને ઉતાવળે દાદર ઉતરવા લાગી પણુ હેઠેનું બારણું ખુલ્લું જોતાં ખંચઇને તે ઉભી રહી ગઇ. તે એમ અચકાતી

ઉભી હતી તેટલાં તેને સેજ માથું ફેરવ્યું કે તેણીની આંખ લોર્ડ બ્રૂકપોર્ટની આંખ સાથ મળી, જે તેનેથી થોડેજ છેટે ઉભેલો હતો. તેઓ એક બીજાને ટીકતાં થોડીક પળ ચુપ-કીદીમાં ઉભાં રહયાં.

"તમે માહરી ઠઠા કરવા, દુઃખ દેવા કે દિલાસો દેવા આયાંછ?" તેને ઉંડા અવાજે પુછયું, અને લંબાવેલા હાથ સાંથ આગલ આવતાં, તેને તેણીના કોમળ કર પોતાનાંમાં પકડયા ને તેને ટાવરમાં અંદર લીધી.

"જીજ્ઞાસા મને અત્રે લઇ આવી. મેં તમોને ડીસટર્બ કીધા હોય તો હું ઘણી દલગીર છું," તે બાળા જેમ તેમ બોલી શકી.

તે ઘણી ફીક્કી પડી ગઇ હતી, અને બીહવેલી હરણી માફક આસપાસ જોતી હતી. તે ઓરડો કાવર્ડ ઓકથી પૅન્લડ કીધેલો હતો, અને ખુલ્લા બારણાની સામે એક બીજું હતું, ભારી પરડામાં અરધું ઘંકાયલું, જે દીસ્તી રીતે એક વખત કાસ્ટલ સાથનાં વહેવારનો દરવાજો હોય.

"તમે મને અચરત કીધો," તેને તેણીને હજુનબી ટીકટાંજ કહયું. "તમે અત્રે કાંય આયાં તે હું પુછી શકું?"

"હું તમારી પુઠે નથી આવી કે નથી તમોને શોધતી આવી, લૉર્ડ બ્રૂકપોર્ટ!" તેની સુચનાથી ગુસ્સે થતાં તેને તણુકામાં જવાબ કર્યો. "હું રાતનાં બરોબર ઉંઘાયલી નહી તેથી સક્કારે ઉઠીને બહાર આવી. મેં તાવરને જોયો નહી તાંહ વેર હું કાંહ હુતી તેનો મને સેજબી ખ્યાલ નહી થયલો."

"અને તમોને તપાસ કરવાની લાલચ થઇ," તેને મુછમાં હસ્તાં કહયું. "માફ માંગવાની કંઇજ જરૂર નથી, મીસ સને! તમોને અહી માહરા ગુફામાં જોવાથી હું ઘણોજ ખુશી થયોછ. આંય માહરૂં ઑરગન છે."

તેને તે સુંદરીને ઑરગન બતાવતાં તેની હીસ્ટરી કહી સમજાવી—કેમ તેને તે પેરીસની ઑરગન બીલ્ડરની પ્રખ્યાત ફર્મ ખાસ પોતાનીજ સુચના મુજબ ખાસ બંધાવ્યું હતું; પછી તેની સીટ પર બેસતાં, તેને તે વાજાંની ખુબી વજાડીને તેને ખાતરી કરાવી.

"એ અજબ જેવું છે," તે જરાવારે બોલ્યો. "મને એવો ફાંટો આવેલો કે મેં કંઈ જોયલું છે, જો કે, તમે જાણોછ કે, જયારે મેં તમોને પહેલે જોયાં ત્યારે હું ઘણો નાઉમેદ થયલો ?"

તે ફર્યો એમ બોલતાં ને એક સુંદર કારીગીરીની પુરાણી એક કેબીનેટ આગલ ગયો. તે શું કહેવા માંગતો હતો ? તે તેને તેમાંનું એક નાહનું ખાનું ખોલતો જોતી અને તેમાંનાં પુરાણા દસ્તાવેજોમાં કંઇ શોધતો જોતી ઉભી હતી. તેટલાં તે વિચારવા લાગી કે તે પુરતો સાવધ હતો કે અને તેને તાંહથી નાહસી જવાનું શું વધુ સમજદાર નહી ગણાય? મગર તે કંઈ બી નક્કી નિવેડાપર આવી શકે તે અગઉ તે પાછો ફર્યો, તેના હાથમાં એક ફોટોગ્રાફ હતો.

"મે આંય સબી જોઇ? એ કોઇનેબી એક ડાર્ક આસામીનો ખ્યાલ આપેછ- અને તમે તો ફેર છેવ, અથવા

સામલા રંગ કરતા સફેદ ધરાવોછ;" તે પુરતી ઘંભીરઈથી બોલ્યો, જાણે તે કોઇ સાધારણ બનાવ કરતાં વજનદાર બાબદ હોય. પછી તેનું ધ્યાન તેણીના લાલ થતા ચહેરાપર ખેંચાયું. હું થોડાક અંગત થાઉ તો તે વાસ્તે મને માફ કરજો મીસ સનો, મગર ખુલાસાથી બોલતાં, હું તમોને સમજાવશ. આંય તમારી સબી એક મને અતી વ્હાલું હતું તેને ઘણુ વજનદાર મલતાપણું દેખાડે છે. હું તમોને જોવા ને મલવા તલપી રહેલો, અને મેં તમોને અગઉ કહયું તેમ નિરાશ થયો, કેમકે ખુદ તમોને જોતાં તે મલતાપણું નીકલી જાયછ. કોઇબી રીતે, અસલનો છાપ જાસ્તી જમાવા માટે સારો આધાર આપેછ—દોસ્તી જે હું આશા રાખુંછ કે તમે ભલઇથી અત્રે માહરી સાથ રાખશો તો તમારી ને માહરી વચ્ચે જાયજ રહેશે." તેને એમ કહેતાં પાસેની એક તેબ્લ પર તે ફોટો મુકયો.

"દોસ્તી, માહરા લોડ!" સુંદર આઇરીન તે ઉમરાવની રીતભાતથી શકમંદ બનતાં મગરૂરીથી બોલી. "એક તમારા ને માહરી સ્થિતીનાં આસામી વચ્ચે કદાચજ હોઈ શકે!"

"માહરૂ માનીને જો તમે મગરૂરી બાજુ હડસેલસો તો નહી, તે તમોને ખાસ કશી માન ભરેલી નથી, અને જે માહરા વિચાર પ્રમાણે તો તદન ફોકટની છે;' તેને નરમાસથી વાંધો ઉઠાવ્યો. "મીસ સનો, માહરી પર ખુદાની મેહેર છે- અને તેબી ઘણી છે-તે છતાં હું દયા ખાવા જોગ માણસ છેઉ. કોઇ વખત મને લાગેછ કે આંય દુન્યામાં હું સઉથી

કંગાલ ઇંનસાન હોવશ. અને મને લાગેછ કે જો મને એકાંતવાસને વાસ્તે આંય ઓરડો અને માહરૂ મ્યુઝીક નહી હોય-તો હું જરૂર દિવાનો થઇ જાઉ. તમે બી એક મ્યુઝીશીયન છેવ. તમારા પ્લેઇંગે મને અચરત કરી નાખ્યો. તમે લાગણીવાળા ને દયાલુ થઈ જાણોછ, નહી ? શું તમે આવીને તમારા મ્યુઝીકથી એક તુટેલા દિલના મરદને આરામ આપવા ના પાડશો ?"

તેને પોતાનો હાથ લાંબો કીધો. દયાળુ આઇરીને તે પોતાનામાં માનથી લીધો, તે તેના ચહેરા સામું જોઇ શકી નહી. તે દુઃખી ઉમરાવનાં કાલાવાલા સમજતાં તેની આંખ ભીણુઇ ગઈ હતી.

"હું માહરૂં બનતું કરશજી, પણ તે ઘણુ થોડું છે," તેને જવાબ કર્યો.

"તમે તે ચુકવવાનું હમારી પર છોડવું જોઇએ," તેને તે ફોટો ઉંચકીને અસલનાં ખાનામાં પાછો મુકતાં કહયું.

"હમણા તમોને વજાડવા કહેવા મને ગમતે, મીસ સનો, પણ"

"સવા આંઠ થઇ ગયાછ !" તે છોકરીએ તેને યાદ આપી

"હું હાજર હોઉં નહી તાંહ સુધી કોઇ નાસ્તાને વાસ્તે ઘંટ વજાડતું નથી," તેને સમજાવ્યું. "આજે હું મોડો જાવાથી ઘેરનાં બધાં અચરત તો થશે, મીસ સનો વેલ, તેની કોઇ પરવાહ નથી. કદાચ હું માહરી રીતભાત સુધારૂંબી પણ હપે આપરે ઘેરમાં જઇશું."

આઇરીન બહાર પડી, કે તેને ટાવરનું બારણું બંધ કરીને તાલુ માર્યું. પછી ઘેર તરફ જતાં તે બાળાને તાંહુના બુજરોગ પાદરીની સુચના યાદ આવી અને તેને હીંમતથી હીઝ લોર્ડ શીપને પોતાની માયને ભવિષ્યમાં બ્રૂકપોર્ટનાં ગાંમડાંમાં રાખવા વાસ્તે પુછ્યું.

તે ઉમંગથી તે યોજનાને મલતો થયો, અને નાસ્તા પછી તે છોકરીને પોતાની મોહોરદારનાં ઓરડામાં તેડી ગયો, અને તાંહુ તેણી આગલ તે બાબદ રજુ કીધી, જે બાપડી સદા પોતાના ભરથારને તાબેદારીથી નમતી હોવાનું આઇરીને જાણેલું, તેમ આંય તેની ઇચ્છા બી કબુલ કીધી.

જે પછી એક કલાકમાં આઇરીન પોતાને ઘેર જવા કાસ્ટલ માંથી બધાંની રજા લઇને ઉપડી ગઈ.

તે બાળકી, અગઉ કોઇ બી અબળાને ફાળે કદી નહી આવ્યું હોય તેવું, ઘણુંજ વિચિત્ર પોઝીશન તે ઉમરાવી કુટુંબમાં ધરાવવા વચનથી બંધઇને પાછી ફરતી હતી.

"હું ખરાં દિલથી બ્રૂકપોર્ટમાં માહરા કામપર મંડશ, અને જયારે જે એકજ મરદ ને હું ચાહી શકું તેને ખોહી દેવા વાસ્તે અફસોસ કરૂં તાહરે હું લોર્ડ બ્રૂકપોર્ટને યાદ કરીને થોડોક સંતોસ મેલવશ જેને બીચારાએ ઘણું વધારે ગુમાવ્યું છે."

સ્ટેશન પર તેને લેવા મીસીસ સનો આવી હતી, જે તેઓ બન્નેનાં ભવિષ્ય માટે શું નિમાર્ણ થયું હતું તે જાણવા અધીરાઇમાં તપતી હતી.

ઘેર જતાં આઈરીને પોતાની તે પાલક માતાને ફ્રૂકપોર્ટ માંની પોતાની ટુંક મુલાકાતનો બધો હેવાલ કહ્યો, મીસીસ સનોં પર, લોર્ડ ફ્રૂકપોર્ટ પરની આફત સમજતાં ઘણી ઉંડી અસર થઈ.

"ગરીબ બીચારો! હું માનુંછ કે જો કોઈબી તેને દિલાસો દઈ શકે તો તે તું છે!" મીસીસ સનો એ બધુ સમજી રહીને ટીકા કીધા.

"માહરી દુઃખી કહાણીને લીધે," આઇરીન કડવાસથી બોલી.

"આઇરીન, તું જયારે એવી રીતે બોલેછ ત્યારે મને કેવી દુઃખી કરેછ," તે પાલક માતાએ નરમ ઠપકો આપતાં કહ્યું.

ભલી આઈરીન તરત દલગીર થઈ ગઈ. તે બીચારીની લાગણી એટલી જખમઇ હુતી કે તે કાબુમાં રાખવાનું તે હીણભાગ્ય છોકરી માટે ઘણું મુશકેલ થઇ પડયું હુતું. તે છોકરી પોતાની પાલક માયને જાણુવા નહી દેતી કે તેણીને ઘાટકી ખુલાસો કરવાની જે ફરજ પડી હુતી તેથી કેમ તે કમનસીબ "ફાઉન્ડલીંગ' જેને તે ઘણુાજ વ્હાલથી ચાહુતી હુતી તે બાપડીની જીંદગીનું સત્યાનાશ વલી ગયું હુતું.



# પ્રકરણ ૧૨ મું.

તે દરીયે કિનારેના દહાડા આઈરીન માટે ઘણા ઝડપથી પસાર થવા લાગા. તાંહુથી ઉઠાગરી કરીને બ્રુકપોર્ટમાં જવાની બધી તૈયારીઓ ચાલી રહી હતી. તેને તે વાતનો કશો સંસારો હૅરોલ્ડને કાને નહી પડે તેની સંભાલ લીધી હતી. તે સુંદરી બીહુતી કે જો તે તેણીની જીંદગીમાં થનારા ફેરફાર વિસે જાણે—જો તે માને કે તેણીનો રાગ સદાનો ગુમ થયો હતો અને તે સાથ તેણીની આશા ઉમેદનો બી ભંગ થયો હતો, તો તે તેણીને એક છેલ્લી અપીલ કરવા ચુકે નહી.

"તેમ થતાં હું બેકરાર બનીને ઉચટ પડી જાંઉ ને માહુરા કામ માટે તદન નાલાયક થઇ પડું," તે વિચારતી, તે પોતાનાં મનમાં વટીક કબુલ કરતી નહી કે તેમાં તે વ્હાલા જવાનની મરજી સામે થવાની શકતી નહી હતી! તે તેનેથી બીહુતી હતી! એ એક અબળા જાતીની વિચિત્ર ખાસ્યત હોય છે, તેઓ એક વખત કોઇ જવાનને ચાહતી થઇ કે પોતાના મનપરનો કાબુ ગુમાવી ને લગભગ તેની તાબેદારીમાં ઉતરી પડે છે.

મીસીસ સનોને તે ગામમાં રાખવાનાં વિચાર સાથ મલતો થઇને, લોર્ડ બ્રુકપોર્ટ ઘણો મેહેરબાન થયો હતો, મગર આઇરીનની સુચના પોતાની માતા સાથ વસવાની ઠંડઇથી નામંજુર કરવામાં આવી હતી.

"એકજ ઘર જે તમારાં માયજીને લાયકનું છે–વુડબાઇન કૉટેજ–તે બે જણના વસવાટ સારૂં પુરતું નથી," તે લખતો હતો:" તે ઘર માહરૂં છે, અને તે તેવનનાં વસવાટ સારૂં આપવા હું ખુશી છું. જુનાં બે માણુસો તેની રખેવાલી કરેછ, જેઓ તમારાં માયની ચાકરી ખુશીથી કરશે. એ કૉટેજમાં રહેવાની હું એવનને મજબુત ભલામણ કરી શકશ. મગર તમારે પોતાને અને છોકરીઓને સારૂં તમે કાસ્ટલ-માંજ રેહો તો વધારે સારૂં. તમોને ગમે તો રોજ તમારાં માયને મલતાં ભેટતાં રહેજો."

"આવી લૉર્ડ બ્રુકપોર્ટની મેહરબાની પછી હું એ બાબદ વિસ વધારે દગાણુ કરી શકું કેની?" આઇરીને મીસીસ સનોને પુછયું.

"અલબત નહી, દીકરી!"

એક દહાડે તે દરીયે કિનારે ફરતી હતી તેટલાં દુરથી દેખાતા એક મરદનાં આકારને જોતાં તે સખ્ત ચોંકી. તેણે તેને એકદમ ઓલખ્યો નહી. મગર તે નજીક આવતાં તે બીહીને પાછલ હઠી, તેનું જીગર પત્થર થઈ જતું હોય તેમ તેને લાગું, તેનો જીવ જીમઈ જતો તેને લાગો–કેમકે તે હૅરોલ્ડ હતો!

તે જોઈ શકી કે તેનો ચહેરો ફત્તેહ કે ખુશાલીથી ખીલી રહયો હતો, તે મધુરીએ એક ગુંગલાતી ધીમી ચીસ પાડતાં, હાથોથી પોતાનો ચહેરો ઘાંકી દીધો.

"ડારલીંગ!" તેને પુકાર્યું.

તે હવે તેણીની વધુ નજીક આવી પુગો હતો-તેનો ઉતાવલે ચાલતો શ્વાસ તે સમજી શકતી હતી, તે વ્હાલો ઉંડો મ્યુઝીકલ અવાજ જે તેનાં શરીરમાં ઝણઝણાંતની લાગણી ફેલાવતો હતો જે હાલમાં ખુશાલી કરતાં દુઃખ તેના દિલમાં ઉત્પન્ત કરતો હતો તે સમજતાં તે બાપડીને ચીલ્લઇને શોર ઉઠાવવાનું મન થયું, જો કે તેને ફરીથી પોતાની નજીક જોવાની ખુશાલી તેને છાકટ બનાવતી હતી.

"ડારલીંગ, મેં તુંને બીધરાવી, મગર હું તુંને કોઇ બી રીતે સંતાપ કરાવા આયો નથી! માહરી વ્હાલી, શાંત થા, ને મને સમજી લે! હું તાહરે વાસ્તે સારી વધામણી લાયોછ!"

"સારી વધામણી!" પોતાના હાથ ખસાડીને તેની તરફ ઠપકાભરી નજરે જોતાં તે કડવાસથી બોલી. "કેવી મશકેરી! માહરી આગલ સારી વધામણી માટે બોલવું! હું ધારૂંછ કે તમોને કોઇ વારસો મલ્યો હોશે. એમ છે કેની?"

"ધાટકી, કેમ થવું તે તું જાણેછ," તે મોહનાપર મલકાટ લાવતાં એક નિસાસો નાંખીને બોલ્યો, તેને તેણીના હાથ પોતાનામાં લીધા. "નહી, આઇરીન, તુંને માહરે લગતી બાબદોથી કંટાલો આપવા હું નથી આયો. માહરે વિસે કે માહરી બાબદ વિસે હું બોલશ તે અગઉ તો ઘણું બની ગયું હોશે. હું તાહરાજ એખલીના લાભમાં આવેલો છું."

"માહરે લગતી બાબદ તમારી કેમ થઈ શકે?" તેને ઉતાવલે પુછયું.

"દીસ્તી રીતે તાહરી યાદદાસ્ત ઘણી ટુંકી છે," તેને નિરખીને તેણીને જોતાં ટીકા કીધા. તે છોકરીને જુવાનીની આશા ને ઉમેદવંતી જોયલી તેના કરતાં હુમણા તે તરતની બીમારીમાંથી સાજી થયલી વધુ પ્રકાશીત ને સુંદર તેને લાગી. "આઇરીન, એક વખત તેં ;કબુલ કીધેલું કે કંઈ ભરમ આપુનને છુટાં પાડતો હુતો. તાહરા છુટા થવાનાં કાગલ પછી હું તેનો બાયસ જાણુવાનો તકાજો કરતો તુંને મલવા આયો તે દહાડે જે બનેલું તે તુંને યાદ છે?"

"એ જુની પુરાણી વાત તાજી કરવામાં ફાયદો શું ? તે અંતર તો સદા જાયજ રહેશે." તે દુઃખી દેખાતી બોલી, અને તે કમનસીબ છોકરીની મોટી તારા મીસાલ ચમકતી ચશમોમાં એવો સંતાપ નજરે પડયો કે તે જવાનનું દિલ જલી ગીયું. "તમે કંઇ બી કહેશો, કે કરસો તેથી તે હુઠાવી શકાશે નહી."

"હું તે ના પાડુંછ !" તેને જુસ્સાથી મક્કમ અવાજે કહયું. "આઇરીન, આવા એક અગતનાં કામે આવેલો હોવાથી કાંય અમથો દાઢમાં લઇને વાગોલ્યા કરૂં ? તાહરા માયે બેખબરીમાં મને એ તાહરા કહેવાતા અંતરનો ખ્યાલ આપ્યો, જે માહરી નજરમાં તો તદન નજીવો છે. તુંને સંતોસ આપવા અથવા બરાબર બોલું તો તાહરી મગરૂરીને તોડવા હું તેની પુંઠે મંડયો હુતો, અને હજુન મંડેલોજ છું."

"શું !" તેને તીખાસમાં તરારો મુકયો. "તમે એને પ્યાર કેહોછ ? ડીકેકટીવપણું ચલાવવું અને માહરા ભરમને

હેઠે લાવવો! એ શું એક ગ્રહસ્થને શોભાભર્યું છે—એક પ્રમાણીક મરદને!"

"તમે સમજમા ભુલોછ," તેને ઘંભીરઈથી વાંધો લીધો. "તમે ભુલતાં લાગોછ કે, માત્ર થોડા વખત સારૂંજ મેં આપણી વચ્ચેનો વિયોગ માન્ય રાખ્યો હતો; તમારી મગ-સંતોષમાય તાંહ સુધીજ. કેમકે, આઇરીન, પ્યાર એક ચમ-ત્કારીક ગુરૂ છે! મગરૂરી જે આપુનને વિખુટાં પાડતી હતી-તાહરી મગરૂરી-તે જણાવવા મને તાહરા બાહના કે તાહરાં માયજીની સુચનાની જરૂર નહી હતી. હવે બનવા જેવું છે-" તેને જોયું કે તે હવે તેને ધ્યાનથી સમજતી હતી-"હવે બનવા જેવું છે," તે વજનદાર કિસમે ભારથી પાછું બોલ્યો. કે તાહરી પંકતી સોસાયટીમાં માહરા કરતાં વધારે ઉંચી રહેશે.

"તમે માહરી મજાક કરોછ, નહી તો તમે દિવાના થયાછ!" તે નીરાશ બનતાં કકલી. "અથવા તો તમે સેખચલ્લી જેવી તર્ફો કરોછ! માહરાં માયજી, અને લીડસ્ટૅાન વાલા-ઓ, એ લોકમાંથી કોણે મને દગો કીધોછ?"

"મને કોઈએ કંઈ કહયું નથી. મેં જે જાણ્યું તે ફકટ પ્રેરણાથી," તેને ઠંડઈથી જવાબ આપ્યો. "હું તુંને બધું કહેવશ, જેમ બન્યુંછ તેમ. હું કબુલ કરૂંછ કે શું બન્યું હતું તે મીસીસ સનોથી જાણુવાની મેં બેત્રણ ત્રાઇ કીધી-શાને તુંને એક સાદી, મીઠી છોકરીમાંથી એકદમ એક ઠંડી સખ્ત ઓરતમાં ફેરવી નાંખી જે ફેરફાર થવાનાં કારણુથી હું બેખબર હતો. તેવને વખાણુવા લાયક તારીફથી પોતાની વાત

પેટમાંજ છુપાવી રાખી, ફક્ટ એટલુંજ નિકલવા દીધું કે કંઈ હતું જે વિસે હું અંજાણુ હતો, અને તેવન સીવાય બીજા તે જાણુતાં હતાં તે ફક્ટ લીડસ્ટૉનવાલા ને ઇસ્ટ એન્ડનાં રહેવાસ્શી હતાં જાંહુ અગઉ તમોલોક વસી આવેલાં."

આઇરીન જમીન પર ફસડઇ પડી ને એક ધીમી ચીસ પાડતાં પોતાના મોહના પર તેને પોતાના હાથ ધાંકી દીધા. તે તાહરે જે બધું જાણુવાનું હતું તે જાણુતો હતો!

"જાવ! મને છોડી જાવ! હું ફરીને જોવા ઇચ્છતી નથી!" તે ગુંગલાતા અવાજે પુકારી. "તમે ઘાટકી થયાછ, માહરો વિશ્વાસઘાટ કીધોછ! હું ગમે તેવી ઘેરબાર વગરની, રખડતી હોવશ-પણુ માહરો ભરમ, માહરો પોતાનો હતો. તેમાં ભાગીદાર થવાનો તમોને કસોજ હક નહી હતો!"

"તાહરી જીંદગીનો બોજ ઓછો કરવાની માહરી ફરજ છે, કેમકે હું તુંને ચાહુંછ!" તે તેણી આગલ ગુઠણુમંડયે બેસતાં ઘણુંજ વ્હાલથી બોલ્યો, જેથી તે અરધો ધીરજ પામી, અને અરધી દિવાની બની. "માહરી શહરૂઆતની શોધખોલે ખાતરીથી પુરવાર કીધુંજ કે એ ભરમનો ખુલાસો ખુશીભરી અચરતી તાહરે માટે થશે."

"તાહરે તમે બધું નથી જાણુતા!" તે વધુ કંગાલ બનતાં બોલી. "તમે ભુલાવામાં ગોઠાં ખાવોછ! હું કાંહ મલી આવેલી તે તમે જાણોછ? એક કંગાલ કાત્યાં પર, ચીથાં જેવાં કપડાં પહેરેલી, ઇટાલીયન ભિક્ષુકો પાસથી

લીધેલી. તે ઈટાલીયનો દેખઇતા મજુરવર્ગના કે રસ્તે શેરીએ છરી ઘસનારા હતા!"

"આઇરીન મને બોલવા દે!" તેને કાલાવાલાથી તે સુંદરી કને માંગી લીધું. "તેઓ કંઇ તેવા નહી હતા! કંઇ ભરમ છે એ સીવાય કશું વધુ નહી જાણતો હોવાથી, મેં એક બુઢ્ઢા નોકર માણસનો શોધી કહાડયો, જે મી. ને મીસીસ સનોને તાંહ વરસો પર ચાકરી કરી ગયલો; તેને તાહરી આમદની યાદ હતી, અને તેને જણાવ્યું કે તાહરા પાલક પીતા ઘણી વખત એક રૉયન કેથોલીક પાદરીને મલવા ગયલા, જે તેના ધારવા મુજબ તાહરાજ બાબમાં હશે. એ એક સાંકલ હતી, અને હું તેથી તરત જઇને પેલા પાદરીને મલયો જે ઘરડો જખ થઇ ગયોછ, પણ તેને તે વખતનાં બધા બનાવ યાદ છે. પેલા ઈટાલીયન ભાષા શીખવનાર—બીમારીથી. ગરીબઇમાં આવી પડયો હતો. તે મરી ગયો, અને તેની વિધવા ફરીથી પરણી, તેણીનો બીજો વર મીઠઈ-વાલો છે, જે બી ઇટાલીયનજ છે, અને તેઓને છોકરાં સઉ થયલાં છે. હમે સાથેજ તેણીને જોવા ગયલા, તેને તરત મને જે જાણતી હતી તે બધું કહયું."

આઈરીને અત્રે એક દુઃખનું દચકું ખાધુ, જે સમજતાં જવાન હૅરોલ્ડને ઘણું દિલમાં લાગી આયું.

"તેને તાહરા માય બરાબર યાદ છે, તેના કહેવા મુજબ તે જરા ભેદ ભરી ઓરત હતી, એ લોક તેને જરા ચકાસેલી બી ધારેછ," તેને ચાલુ રાખતાં કહયું. "તે તાહરી તરફનાં

પ્યારમાં તલ્લીન બની ગઈ હતી. તે તાહરી ગોયા પુજા કરતી હતી. મગર ભવિષ્યનો તેને જરા વિચાર હોય તેમ નહી લાગતું. તે બીચારીના ભેજાં પર અસર થઇ તેવુંજ લાગેછ. તે લકવાથી કે માથે લોહી ચઢવાની કદાચ મરી ગઇ હોય. તે સ્મીથને નામે ઓળખાતી હતી, અને મીસીસ સ્મીથ તરીકેજ તેને દાટવામાં આવી હતી. મેડમ રીબૉલા પેલા મીઠાઇવાલાની ઐરી–ખાતરીથી માનેછ કે તે પરણેલી હતી, અને તું તેણીનું પોતાનું બચ્ચું હતી. તે રીબૉલાના વિચાર મુજબ તો મીસીસ સ્મીથ પોતાના વરને છોડી આવી હતી. તુંને લઇને, તેના કોઇ વાંકની સજામાં. ફકત એકજ વખત મીસીસ સ્મીથ તાહરા બાવા સારૂં બોલેલી, કહેલું કે 'તે એક મોટો માણુસ હતો, મગર તે ફરીથી તુંને જોશે નહીં."

"કેવું બનવા જેવું! "આઈરીન તુચ્છકારનું બેસુર હસતાં બોલી." કેવું માનવામાં આવે તેવું! માહરાં પાલક માતપીતાએ પોલીસને ખબર કીધી, જાહેર ખબર સઉ આપી અને માહરાં સગાં વ્હાલાંની શોધ ચલાવવામાં કશીજ કચાસ નહી રાખી હતી! તમોને નહી લાગતું કે જો માહરી કોઈને જરૂરજ હોતે હું જો ખોહવાયલીજ હોતે તો કોઇબી માહરી પરનો હક પુરવાર કરતું મને લેવા આયું હોતે? માહરી કમનસીબ માય જુઠું બોલતી હતી! હું ઘેરબાર વગરની ને તજાયલીજ છું. પ્રમાણીકપણે માહરૂં ગુજરાન કરવાને માહરાં પાલક ગાયજીને પાલવામાં મદદ થવા સીવાય જીંદગીમાં મને બીજા કોઇ ફરજ બજાવવાની નથી, અને તે હું ખબરદારીથી બજાવવાની આશા રાખુંછ."

"હું તે સારી કાની સમજુંછ; પણ માહરૂં જરા સમજી લે. અધીરી ના બન. આય મીસીસ રીબોલા પાસથી એક ચીજ મલી આવીછ જે તેને તાહરા પાલક પીતાને નહી આપેલી, અને પોલીસનું મત છે કે જલદીજ હવે તાહરા જનમનો ભરમ ખુલ્લો થશે."

આઇરીન ધાભરી બનીને એકાદ ક્ષણ તેને ટીકટી ઉભી. તેની ઉદ્ધત વર્તણુક નીકલી ગઈ હતી.

"ઓ, હું ઇચ્છુંછ કે તમે એ બાબદને પડતી મેલી હોતે." તે બાળા ખીન્ન ખીન્ન થતી છાતી સાથ બોલી. "એક સાધારણ ચીજ પુરાવા માટે શું મુલની? માહરા માયજી પાસ કંઈ લેસના ટુકડા ને બીજી ચીજો છે; મગર શું તે કઈ પુરવાર કરેછ? શું તે મને મેહેરબાનીથી ધર્માદા આપવામાં નહી આવ્યા હોય?"

"હું માનુંછ કે, આય નહી." તેને ગજવામાંથી લેટર કેસ કહાડતાં કહયું "કોઇબી રીતે, ડીટેકટીવ ધારેછ કે, એ તાહરો જનમ સાબીત કરવામાં પુરાવા તરીકે ખોહવાયલી સાંકલ જોડવામાં ઘણો અગતનો ગાંઠ પુરો પાડશે. જો આંય તેનો એક ફોટો છે!"

તેને એમ કહેતાં તેના હાથમાં એક નાલ્લા 'શુ' નો ફોટોગ્રાફ મુકયો; તે પર તો આગલ જીનાં કુદરતી ફુલનું ભરતકામ થયલું હતું, જે કારીગરી હાથે થયલું હોય તેમ તરત દેખઇ આવતું હતું.

"એ 'શુ'તાહરૂં જ છે," તેને ચાલુ રાખ્યું. "એ તાહરા માય પાસથી જે કકડા બુકલા મલી આવ્યા હુતા અને જે મેડમ રીબૅાલાએ રાખી મુકેલા તેમાંથી મલી આવ્યું છે. તુંને સનો વાલા લઈ ગયા પછી એની તેને યાદ થઈ, મગર તું સારે ઘેર ગયલી હુતી એટલે એ મોકલવાની તેને દરકાર કીધી નહી."

"એ કોઇ સમજદાર બાઈ લાગેછ," આઇરીને ખેદ પામતાં જવાબ કર્યો.', બેશક, એમખટપટ કરીને શોધ ખોલ ચલાવવાની તમારી ભલાઈ છે-હું તે કબુલ કરૂંછ—અને આભારી થવાની કોશેશ કરશ. મગર તમે એ અમથા પછાડા મારોછ, હૅરોલ્ડ! એ મુકી દેવ! જે નહી બને તેવું હોય તે બનાવવામાં વખત ના બરબાદ કરો. હું જે હોઉ નહી તે મને કોઇ બનાવી શકે નહી. હું ગરીબ માબાપનું બચ્ચું છેઉ-હું તે ખાતરીથી માનુછ-અને મેડમ રીબૅાલાએ ધાર્યું કે હું સારી સંભાલમાં હુતી તેમાં તે ખરી હતી. હું જેમ છેઉ તેમ મને કાંય નહી રહેવા દેતા?"

"તું જો માહરી થાય તો હું તેમ કરૂં," તે લાગણીઓથી ધ્રુજતા સાહદે ભાર મુકીને બોલ્યો. "માહરી મોહોરદાર થા, આઈરીન, જેમ તેં એક વખત વચન આપેલું તેમ, અને પછી તાહરી ઇચ્છા માહરો કાયદો થશે."

તેને તે સુંદરીનો હાથ પોતાનામાં લેવાની વેત્રણ કીધી, જે તેણીની બાજુમાં ઢલી પડયો હતો, મગર તેને હટાડી કહાડીને તે ઉઠીને ઉભી થતાં તેની સામે જોતી ઉભી.

"તમે જાણોછ કે તેમ કદી બનશે નહી," તે ગુંગલાતા અવાજે બોલી. "તમે કેવા ઘઃટકી ને દયાહીણુ થાઓછ!"

"સંભાલ રાખજે છોકરી, નહી તો તાહરી એ કંગાલ મગરૂરી કોઈ દહાડો તાહરી ખરાબીનું મુલ નહી થઈ પડે!" તેનો ગુસ્સા ભર્યો અવાજ સમજતાં તે એક ડગલું પાછલ હઠીને મોહડું ફેરવી નાખ્યું. "તું માહરી આંખસે આંખ મેલવવાની હીંમત કરી શકતી નથી!" તેને દયા વગર ચાલુ રાખ્યું. "તું આગલ રહીને મને તાહરો હક પુરવાર કરવા દેશે–તુંને માહરેથી ઉંચે જાંહ હું પુગી શકું નહી તાંહ વસતી જોવા દેશે, અને પછી બાદ, હું તાહરી સાથ માહરી ધીરજ ખોહી દેઉંછ! બનવા જેવું છે કે તું તાહરી ખરી પદવી પામ્યા પછી કોઈ શ્રીમંત ઉમરાવ સાથ પરણુશે!"

પોતાની સુંદર ચંશમોમાં અજબ જેવી રોશની સાથ તે તેની તરફ ફરી.

"તમોને ગમે તો હું તમારી સાથ કાલે પરણું?" તે જુસ્સાથી બોલી. "તમોને તે રસ્તો લેવ! તમે મને કંગાલ ને શરમીંદી બનાવશો! તમોને જો શંતોસ મલતો હોય તો, માહરા જેવી તજાયલી ને નીચા પડી ગટરમાંથી ઉંચકી કહાડી—જેમાં હું જનમી હુતી તેમાંથી–લઇને હલકી પાડો! તમે હવે શું કેહોછ?"

લાગણીઓ પરનો કાબુ ખોહી દઇને તે હવે બેઆગત્યાર રડવા લાગી.

તે એકાદ ક્ષણ તેણીને ટીકટો ઉભો; પછી તેને તેણીને પોતાના હાથોમાં લીધી અને તેણીના હાથ ને વાલો હેતથી ચુમ્યા.

"હું એટલુંજ હાલને કાજ તો માંગુંછ-માહરી ચુમીઓનું તાહરી પર સીલ મારવાનું, તું માહરીજ છે એવું નક્કી કરવાનું, ડીયરેસ્ટ!" ધીરેથી છુટી કરતાં તેને જવાબ કર્યો. "માહરેથી તું હલકી પડશે નહી. નહી પોંહચી શકાય તેવી મોટઇની ટોંચ પર તું બેસશે, અને નમનતાઇથી પગે લાગીને માહરી સાથ પરણવાની તુંને અરજ કરતો હું આવશ! તું શું કહેછ-'ગટરમાંથી તને કહાડીને?' હું તો ધારૂંછ કે તાહરે તો તહારે હાથે હધહુત થતાં હું તે શાંખી શકશ, કેમકે, તેથી તુંને, બલકે તાહરી પેલી કંગાલ મગરૂરીને બેહદ સંતોસ મળશે."

"નહી મલશે!" તે મગરૂરીથી બોલી, તેણીની નરગીસ જેવી ચશમોમાં આસુઓ તારા માફક ચલકતાં હતાં. "તમે કેમ સમજી નહી શકતા કે, માહરા પાલક માતાનાં અઠાગ આભાર તલે જે દટાયલી છું, તેનો બદલો માહરા સીવાય બીજા કોઈથી તેવનનું પોષણ કરાવીને તેવનને હું હલકા પાડી શકું નહી?"

"તું ઘણી ડાહી છે, મગર આંય બાબદમાં તો તું તને પોતાને સાફ છેતરેછ," તે બોલ્યો. "તું એજ તાહરી મટલબ હોય તેમ જોયછ, જ્યારે તે તેમ નથી. કોઇ બી રીતે હું થોભી શકશ. હવે મને તાહરો જવાબ આપ. જ્યારે તું

મોટઈના શિખર પર હોય અને હું તાહરા પ્યારનો ભુખ્યો આઉં, તો, તું શું જવાબ આપશે ?"

"હા," તે બોલી, તેણીની આંખ્યો ચમકતી હતી. "જો હું તમારી બરોબરી થવશ તો!"

એક ઉતાવળી હિલચાલથી તેને તે મધુરીને પોતા તરફ ખેંચીને બગલગીરીમાં પકડતાં તેના મીઠા લાલ લબો વ્હાલથી ચુમ્યા.

"માહરી ભવિષ્યની મોહરદાર!" તે પ્યારથી બબડયો. "એવા સુખ માટે ધીરજથી થોભવું યોગ્ય છે! ઓ, માહરી આઈરીન, એ ફકટ હું તાહરા જનમ માટેના માહરા ખ્યાલો તુંને જણાવી શકું. પેલી ઓરત, તાહરી કહેવાતી માયે તુને અદલાબદલી કીધીછ, હું તે વાસ્તે ખાતરીપુર્વક છું! હમણા તો કંઈ એ વિસે કહેવશ નહી."

"તમે માહરાં માયજીને મલ્યાંછ?" તેણીએ જરા શાંત થતાં.

"નહી," તેને જવાબ કર્યો. "તું હાજર નહી હોય તહારે હું મીસીસ સનોને મલવા ધારતો નથી. તુંને તેવને દગો દીધોછ એવો શક તું લઈ જાય એમ હું ઈચ્છતો નથી. વલી, માહરાં અમુલ્ય ઝવેરને તેની હકદાર અસલની જગોમાં જડવાનું કામ માહરૂં એકલાનુંજ છે. હવે, હું તુંને ઘેરવેર મુકવા આઉ?" તેને પુછયું.

"મને એખલી જવા વધારે ગમશે," તેણીએ જવાબ આપ્યો. "મને માહરાં માયજી આપરી થયલી મુલાકાતથી

અણુજાણ રહે એવું હું ઇચ્છુંછ, કેમકે તહારે તેવન મને સવાલો પુછીને ગુંગલાવશે નહી."

• જે કબુલાત તેને મલી હતી તેથી હૅરોલ્ડ પુરતા કરતાં બી વધારે સંતોસ પામ્યો હતો. એટલે, ફરીથી તે પ્રીયાને ચુમીઓ લઈને, તેઓની એ જુદઇ થોડા વખતનીજ હતી એમ તેને ભરોસાથી ખાતરી આપીને તે તેણીને છોડીને સ્ટેશન તરફ ચાલતો થયો.

શું એ બનવા જેવું હતું કે તે કોઇનું તજાયલું કે કોઇ ભીખારડાંનું નહી જણાયલું સંતાન નહી હતી-એક નકામો છોડ જે જીંદગીનાં રોહમાં એમજ તણુઈ આયો હતો મગર હેરોલ્ડની ઉમંગી આશા કે કોઇ દહાડો તે પોતાની હકદાર ખરી ઉંચ હાલત પામશે એપર શું કંઈ આધાર રાખી મકાય તેમ હતું ? એ શું બનવા જોગ હતું ?

## પ્રકરણ ૧૨ મું.

અંતે ટ્રેનની મુસાફરી પુરી થઇ, અને મીસીસ સનો અને આઈરીન બ્રુકપોર્ટનાં સ્ટેશન પર ઉતર્યા, જેમાં હવે પછીથી તેઓનુ ભવિષ્યનું ઘેરબાર થનાર હતું. પ્લૅટફોર્મ પર લોર્ડ બ્રુકપોર્ટ ઉભેલો હતો, તે તેઓ, તરફ ચાલી આયો.

"તમે સારી તંદરોસ્તીમાં છેવ એ હું જોઉંછ, એટલે તે મને પુછવાની જરૂર નથી," તે હસ્તાં બોલ્યો. તેને પોતાનું સદાનું બલીયલપણું કહાડી નાખ્યું હતું અને ચપલ ને ઉલટમંદ દેખાતો હતો. "મગર તમારાં માયજી ? તેવન બી આયાંછ કે ?"

"આંય માહરાં માય છે ?" આઈરીને મીસીસ સનો તરફ ફરતાં જવાબ કર્યો.

"અલવ મી !" હીઝ લૉર્ડશીપે પોતાનો હાથ ટેકા સારૂં મીસીસ સનોને માનથા તરત ઑફર કીધો, મગર એમ કરતાં આઈરીને, એક અચરતીની ઝડપી નજર નિરાશી કે વિરોધીની જે તે દિસ્તી રીતે છુપાવી શકયો નહી તે તેના ચહેરા પરથી પસાર થઇ જતી જોઈ તે અગઉ તો નહીજા

"એવને મને પહેલ્લે જોઇ ત્યારે બી મેં એવોજ છાપ એવનનાં ચહેરા પર ફેલાયલો જોયલો," ગાડી તરફ જતાં તેને મનસે વિચાર્યું. "પેલા ફોટોગ્રાફે દેખઇતી રીતે એવનને કંઇ જુદીજ વકી રાખવા ઉશકેર્યા છે જે પરિપુર્ણ કરવાની આશા હુમે રાખી શકયે નહી."

લૉર્ડ બ્રુકપોર્ટે તેણીની માતાનો તેને નવે ઘેર વેરનો ભોમ્યો થવાની ઇચ્છા દર્શાવી, "એ ચાલશે કે તે જોવા," તેને સમજાવ્યું. તેને લેન્ડોમાં સામે બેઠક લીધી અને કૉચમેનને ગાડી કાટેજ પર હાંકી લઇ જવા હોકમ કીધો.

"તમારી ભવિષ્યની સુખ સગવડ માટે હું મને પોતાને જોખમદાર ગણુંછ, મીસીસ સનો," ગાડીએ ચાલુ મુકયું કે

તેને જાહેર કીધું, 'વુડબાઈન કૉટેજ' માહરૂં સુચવેલું વેર છે, અને તે જો તમોને નહી પસંદ પડશે, તો આપુનને બીજું શોધવું પડશે."

મીસીસ સનોએ તેને ખાતરી પર ખાતરી આપવા માંડી કે તે એક કૉટેજ વધુ પસંદ કરતી હતી, તે તેને બેધ્યાણપણે સમજ્યા કીધું, અને આભારમાં તે તેની ભલઈમાં જે તે બોલવા પડી તે અધીરઈથી અટકાવતાં તે આઇરીન તરફ ફર્યો.

"હું સમજી નહી શકતો કે માય દીકરી કેમ, તમે બે એક બીજાંથી જુદાં છેવ તેમ એટલાં થઇ શકે," તેને અચરતીથી કહયું, "તમે તમારા બાવાને મલતાં આવતાં હોશો?"

"નહીજી, એ એના બાવાને બી મલતી નથી આવતી," મીસીસ સનોએ જરા ઘભરાતાં કહયું. "હું આઈરીનને હંમેશ કેહુંછ કે એ કોઈ અસલનાં એના બાપ દાદાનાં જેવી હોશે જે વિસે હમે કંઈ જાણુતાં નહી હોઈશું."

"કોઈ નહી જણાયલાં, બેશક," આઇરીન સખ્તઇથી બોલી. શું બને તેની તે બાપડીને હવે થોડીજ દરકાર હતી. હૅરોલ્ડનાં કલ્પીત વિચારોએ તે ધારી શકે તે કરતાં બી વધુ તેની પર અસર કીધી હતી, અને તેને વધુ બેકરાર બનાવી દીધી હતી.

"કોઇ દહાડે, આપરે તમારૂં વંશજોનું ઝાડ ખોલશું, મીસીસ સનો, અને જોઈશું કે કીયા કુટુંબો તમારી સાથ સગપણનું નાતું ધરાવેછ," લોર્ડ બ્રૂકપોર્ટ બોલ્યો.

પછી તે આજુબાજુ દેખાતાં ઘેરો તેઓને બતાવવા લાગ્યો, અને અંતે ગાડી એક ગલીમાં વળીને એક ત્રીકોણ ગ્રે પત્થરનાં કૉટેજ આગલ જઈને ઉભી, તે ઘેર લગભગ વિસ્ટેરીયા, રોઝ ને હનીસ્કલનાં ઝાડોમાં ઘંકાયલું હતું. તે પહેલે પોતે બહાર ઉતર્યો, કે કૉટેજનું બારણું ખુલ્યું અને એક અધોંર ઉમરની પણ રાતામાતા ચહેરાની ઓરત, સફેદ ઍપરન ને જુની ઢપની કૅપમાં સજ થયલી બહાર આવી અને તે નવાં આવનાંરાંઓને કર્ટસી કરવા પડી.

"ચાહ તૈયાર છે કે, મીસીસ રાઉલેન્ડ?" લોર્ડ બ્રુકપોર્ટે પુછ્યું.

"જી હા, માહરા લોર્ડ."

મીસીસ રાઉલેન્ડ તેઓનાં રગસ, છત્રીઓ વગેરે લઈને અંદર ચાલી ગઈ.

"કોઇ બીજે દહાડે હું તમોને મને એક કપ ચાહ આપવા કહેવશ, મીસીસ સનો," તેને આઈરીનને આતુર નજરે જોતાં કહ્યું, જેને તે નહી જોવાના ઢોંગ કીધા. "હવે તમોને માહરી ગોઠવણ ગમેછ કે નહી તે પર જરા ડોકું કરતો ચાલી જાઉં, તમોને અને મીસ સનોને ગોઠવ ગાઠવ કરવાને ઠીક ઠાક થવા છોડીને. આંય ડાઈનીંગ રૂમ છે." તેને આખુ ઘેર ફેરવીને બતાવ્યું. મીસીસ સનોને તે ઘર ઘણુ પસંદ પડયું. બધું સરસ ટેસ્ટથી સંગારેલું હતું.

"આંય ઘેરમાં માહરાં એક વ્હાલાં ફ્રેન્ડ, ગુજરી ગીયાં તાંહ સુધી રહેતાં હતાં—માહરાં દુઃખમાં એક ઘણાંજ ભલાં ને

સાચ્ચાં ફ્રેન્ડ તેવન પુરવાર થયલાં, "તેને ખુલાસો કીધો. "તેવન અત્રે રહેતાં હતાં તે વખતે જેમ હતું તેમનું તેમ બધું છે. આંય ચોપડીઓ તેવનની હતી. તેવનનાં ટેસ્ટ ઘણા સરસ હતા." તેને અસલનાં બે ચાર બુકકેસો સંભાલથી ચોપડીઓ રચેલા બતાવતાં કહયું. "મગર આપરે તાંહ દર અઠવાડીંયે નવાં ચોપડી ચોપાન્યાં આવેછ, મીસીસ સનો, અને તમારાં દીકરી તે તમારે વાસ્તે લેતાં આવશે."

મીસીસ સનો પોતાની સગવડનાં દરેક રાંધણુ સાથનું તે નવું ઘેર જોવાની બધી ગુંચવઈ ગુંગલઈ ગઇ હતી, તેને આભારથી મલકઇને હીઝ લોર્ડશીપનાં ચહેરામાં જોયું, જે પોતાનાં વિચારોમાં તદન તલ્લીન થઇ ગયલો દીસ્તો હતો. પછી આઇરીનમાં પોતાનો હાથ ભેરવીને તે તે ઉમરાવની પુઠે ડાઇંગ રૂમમાં ગઇ જે તેને જાહેર કીધુ કે ઘણો સુંદર હતો.

"હવે હું તમોને રેસ્ટ લેવા છોડી જવશ," તે બોલ્યો. "મીસીસ સનોને તમારી જરૂર હોય તાંહ સુધી તમે અત્રેજ રહેજો, મીસ સનો, અને પછી મેહેરબાની કરીને હમારે તાંહ આવજો."

"હું કાલેજ આવશ," આઇરીને તેની પુઠે દરવાજા વેર તેને મુકવા જતાં કહયું. "હું અહીંનું બધું સરખું ગોઠવીને બનશે તેમ જલદીજ કાસ્ટલમાંનાં લેસન શરૂ કરી દેવશ."

"તમે પોતાને ઘણાં ઠાકવી નહી નાંખવાં જોઇશે," તેને તપાસ કરતી, કાલજી વાલી લગભગ માયાલુ કિસમે કહયું જે તે છોકરીને મુદલ નહી ગમ્યું. તેને પછી પોતાનો હાથ

લાંબો કીધો, કે તે તેને લીધા વગર ચાલ્યું નહી, કે નહી તે બેઅદબ બનીને તેને ઝાલી રાખેલો હાથ ઝુટવી લઇ શકી, જોકે ગરમ દિલશોજીથી તેને તેણીનો હાથ દાબ્યો તેથી તે છોકરી જરા મનમાં માઠું લઇ ગઈ ખરી.

"તાહરે તો, પાછાં મલ્યે તેટલાં સાહેબજી!" તે નરમાસથી બોલ્યો, અને કોટેજ છોડી ગયો.

"એ પોતાના પોઝીશનનો લાભ લએછ," આઇરીન પોતાની માય આગલ પાછી ફરતાં કડવાસથી વિચારવા લાગી, જે ફ્રાગત થઈને ચાહે બનાવતી હતી.

"હું આશા રાખુંછ કે તેં એવનનો બરોબર આભાર માન્યો હોશે, ડીયર," તે બોલી. "એવન ખરેખર ઘણુજ માયાલુ થયાછ, પણ તે તાહરેજ ખાતર જો, દીકરી."

"તેમ કંઇ છેજ નહી, માય," આઇરીન ઉતાવલે બોલી ઉઠી. "એ તો હમારાં સાટાંનો એક ભાગ છે."

મીસીસ સનોએ પોતાની બેટીનો તે જવાબ તેને જે ગવરનેસ તરીકેની નવી ચાકરીથી જે થોડીક ઝાંખ લાગી હતી તેથી થયલો ધારો અને રાતનાં ઘોલ્યા પર અલોટતાં તેને દયાથી આઇરીનનોજ વિચાર કરયા કીધો.

"જો એ ફક્ટ હમારૂં બચ્ચું હતે–હુમે ખોહેલી નાલ્લી આઇરીનજ–તો એને એ એની પ્રાણઘાટક મગરૂરી સાથ લડત નહી કરવી પડતે," તે ગોર કરતી હતી. "એના માય બાપ કોણ હોશે?"

એજ સવાલ તે ઉન્હાલાની ગરમ રાતે કમનસીબ આઇરીનનું મન કોતરી ખાતો હતો. બ્રુકપોર્ટમાં આવ્યા પછીથી હુંરાબડની ભવિષ્યવાણી ખરી પડે એવી આશાનાં અંગારમાં તે બાપડી જલતી હતી. તે રાતે બેકરારીથી ઉંઘ વગર જાગતી પડી રહેતાં તેને લાગ્યું કે તે વરસોનું સુખ, બલકે પોતાની જુવાની વટીક ખોહી દેવા ખુશી થાય, જો તે ફક્ત પોતાનું સર ઉંચું રાખીને તે હકદાર જનમી હતી એમ જાહેર કરી શકે તો! તેમ થતાં તે કમનસીબને હમણાની માફક પોતાના જનમ અને માતપીતાની વાત નીકલતાં શરમથી મરવાનું તો નહી થાય?

બીજી સહવારે તે કોમલાગી તરો તાજગી ભરેલી ઉઠી. તેને પોતાની પાલક માતા વાસ્તે બધો બંદોબસ્ત કરી લીધો, અને મીસીસ રાઉલેન્ડને બધી રીતની તાકીદ ફરમાવી ત્યારે તે ઓરત ઘડી ઘડી બોલતી કે—"બાઇ, હીઝ લોર્ડ શીપે, મને ઘણી તાકીદ કીધીછે કે મીસીસ સનોને જેમ ગમે તેમ બધું કરવું, અને એવનની ખુબ સંભાળ લેવી."

જો આઇરીનને લોર્ડ બ્રુકપોર્ટ તો બલકે મોહ પમાડવા જેવો—તે પહેલી મુલાકાતમાં લાગો હોય તો, તે તેને હવે હઝાર ઘણો વધુ ધ્યાન ખેંચનારો લાગો. તેને તે પોતાનાં મન સાથ ખુબ ખીજવાતાં ને ચીરડાતાં કબુલ કીધું. તેને દિલમાં તે ઉમરાવ તરફ એ શું લાગણી થતી હતી? તેણીએ માન્યું કે તેઓની સ્થિતીમાં તે લાગણી કઢંગીજ નહી પણ નાલાયક હતી અને તેથી લડત ચલાવીને તે કહાડી નાંખવાનાં શુભ ઠરાવ પર તે આવી.

કાસ્ટલ તરફ જતાં રસ્તામાં તે મીસ રે ને છોકરીઓને મળી જેઓ તેને જોતાં ખુશી થઇને તેણી આગલ દોડતી ધસી આવી. લેડી ફરૂકપોર્ટે બી ગરમ દિલસોજીથી તેને આવકાર આપ્યો.

"તમે રહેવા કબુલ થયાં તેથી હું તમારી ઘણીજ આભારી છું." લેડી શીપ બોલ્યાં. "તમારાં મ્યુઝીકે લોર્ડ ફરૂકપોર્ટ પર ઘણી અસર કીધીછ, ખરૂં તો એ છે કે જ્યારથી એવણે જાણ્યું છ કે એવનનાં એ માનીતાં આર્ટમાં છોકરીઓ કંઈ કરી શકશે, તાહરથી છોકરીઓમાં બી ઘણી કાળજી લેતાં થયાછ. મીસ રે લેસનનાં કલાકો અને એ બધું ગોઠવશે," તેને ઉમેર્યું, "પણ હું એટલુંજ તમારી પાસ માંગી લેઉંછ કે સાંજનાં હમારી આગલ પ્લે કરજો. તેવન-માહરા વર-તેની વાટ જોશે."

આઇરીન તરત કબુલ થઇ, જો કે તે જરા મનમાં અચકઈ તો ખરી કે રખે મીસ રેને મનમાં માઠું આવે, કેમકે બધા દહાડા તેજ સાંજના મ્યુઝીકનો પ્રોગ્રામ ગોઠવતી હતી. મગર મીસ રે પોતે એટલી ખરાં દીલથી ખુશી થઈ હતી કે જે આઇરીન કહે તે તે કબુલ કરતી.

એમ દહાડા ગબડવા લાગા. આતવારનો અરધો દહલ્ડો આઇરીનને પોતાની માતા પાસ જવાની છુટી રહેતી. આઈરીન પોતે પુરતી સુખમાં હતી, કેમકે આટલે સુધી તે લોર્ડ ફરૂકપોર્ટ સાથનો વેહેવાર જેવો એક ગવરનેસને તેણીના શીષ્યોનાં બાપ વચ્ચે રહેવો જોઇએ તેવો રાખવામાં ફત્તેહ

પામી હતી. પેહેલે તો તેને રસ્તેથી દુર રેહેવાનું તે છોકરી માટે મુશકેલ કારજ થઈ પડયું હતું. તે નહી ધારેલી વખતે અચાનક તેની સાંમે અવરનવર થઈ જતી, પછી એકાદ વખત તો જયારે તે બાળીને પુરાણા ટાવરમાં ઑરગન વજાડતાં શીખવતી હતી ત્યારે તે તેણીને વાત કરાવતો આયો. મગર તેના દહાડા તે કેમ પસાર કરતો તે તે પંખી પોરીએ શોધી કહાડયું, અને ઑરગનનું લેસન જયારે સહવારે તે પોતાની જાગીર પર ફરવા જતો તે વખતે આપવા શહરૂં કીધું.

પહેલે તો તે છોકરી તેને પોતાથી દુર રાખવાનું કરતી હતી તે, તે અર્લે નોટીસ કીધું નહી. તે અગઉનીજ માફક તેણીને મોકલાં મને સાંજના વાતચીત કરાવતો આવતો, અને જેથી તે વધુ બીહતી હતી તેમજ વરતતો. તેણીને 'પ્લે' કરવા પુછયા પછી, તે પોતે પ્યાના આગલ ખુરશી ખેંચીને બેસતો, અને પોતાની ઘંભીર ઉંડી આંખેમાં નરમાસભર્યા ચલકાટ સાથ તેણીને ટીકતો બેસતો, કે નહી તો મ્યુઝીકની વચ્ચે વચ્ચે તેણી સાથ વાત કરતો.

તેનેથી અલગ થતાં જો લોર્ડ બ્રુકપોર્ટે તેણીના વિચારોમાં જો અગત્યની જગો રોકી હોય, તો હવે તેને તે સુંદરીને જાણે તેમાંજ ગરક કરી દીધી હતી. તેનોજ ચાલુ વિચાર કરયા કરતી તેને પોતાને ઘણી વખત પકડી હતી. તેનેજ લગતા ખ્યાલ કરતી, તેના પગલાં સમજવા તે કોમલાંગીના કાન સદા ઉંચા રહેતા, તેનો અવાજ સમજવા

તે આતુર રહેતી, તે ઉમરાવનો દ્હાડે દહાડે અજણ જેવી રીતે તેને વધુ પરિચય થતો જતો હતો.

"જો ફક્ટ હું સાંજના ડ્રોઇંગ રૂમમાં જવાનું છોડી દઈ શકુંની!" તે વિચારતી, "તોજ કંઇ હું ચાલુ દિવાની બનતી બાઝ આઉ! હા. હું છોડી દેવશજ!"

તે ઠરાવ પર આવતાં તેને દિલમાં ઘણું લાગ્યું, મગર, તે છતાં બી, તેને તરત તે અમલમાં મુકયો. તે બીજીજ સહવારે લેડી બ્રુકપોર્ટ આગલ જઇને કહયું કે તેને લાગતું હતું કે જો તે 'મીણબતી બેઉ છેડેથી જલાવશે' તો, તેને સમજાવ્યું, કે તેને ચાકરી છોડી જવાની ફરજ પડશે. તેથી, તેને માંગી લીધું કે થોડો વખત સુધી સાંજનાં પ્લેઇંગ સારૂં તેને માફ કરવી. લેડી શીપે તરત તેને જેમ ગમે તેમ કરવાની છુટ બક્ષી. ત્રણ સાંજ પછી મીસ રે એ તેને ખબર આપીકે હીઝ લોર્ડશીપ ફક્ટ અરધા કલાકને સારૂંજ દરોઇંગ રૂમમાં આવતા, અને ચૅસની એક ગેમ રમીને ચાલી જતા હતા.

"એવન ગુસ્સે થયલાબી લાગેછ, અને બીચારી છોક-રીઓ તેથી બેચેન બની ગઈછ." તેને નરમ ઠપકામાં ઉમેર્યું "એવનને તમારૂં મ્યુઝીક ઘણું ખુશ કરતું હતું, અને પોતાની ગમ્મત કોઈએ ચોરી લીધી હોય તેમ એવનને થાયછ. મોટાં લોકો, સુન્નાંનો ચમચો મોહુમાં લઇને જનમેલાં, ચુંથાયલાં ગોલાબનાં પાતરાંથી સંતોસ પામતા નથી!"

આઈરીન ચહેરામાં લાલ થઈ.

"એક મરદ જેને એવનનાં જેટલું સોસ્યું હોય તેને લગભગ કંઇભી માફ કરી શકાય," તેને ધ્યાન ખેંચ્યું.

"તમે કેહોછ તેમાંબી કંઈ સચ્ચાઈ ખરી," મીસ રે એ અચરતીથી તેણી તરફ જોતાં કહ્યું. "તમે હુમોને અવર નવર નહી 'જોઈન' થઇ શકો? જરા ગમે તો સહવારનાં મોડાં ઉઠો કે નહી તો બપોરનાં આશાયશ લેવ!" તેને સુચવ્યું

"હું વિચાર કરશ," આઇરીને જવાબ આપ્યો.

તેને તે પર ઘણો દરયાફ્ત કીધો. તે લાંબે સુધી વૉક લેવા ગઈ, અંતે દયા ને દુઃખની ભેગી લાગણીઓથી આજેજ બનીને હીઝ લોર્ડશીપનો વિચાર કયા કીધો.

તે કાંય ને શાંનેથી બીહુતી હુતી? ઘેર તરફ પાછી ફરતાં એ સવાલ તેનો પોતાનો ઘણી વખત પુછયો.

"રખે કોઇનીબી હું દરકાર ધરાવતી થાઉં, તેથી હું બીહું છ હું કે જેને કશા હક નથી, કોઈ અચલ જગો આ ધર્તી પર નથી!' તે કડવાસથી મનસે બોલી. "એક ગવરનેસ પોતાના શેઠની પુંજારી બને તેમ હું શું તેની પુંજા કરતી થાઉં? એ બેઢંગું છે! નહી, માહરે ફરીથી સાંજની ડ્રોઇંગ રૂમની પાર્ટીમાં સામેલ થવું નહી."

એ ઠરાવ પર ઉદાસ બનીને તે મનન કરતી ચાલતી હુતી, તેટલાં તેને લોર્ડ બ્રુકપોર્ટજ સાંમો મલી ગયો. તે ઘોડાપર હુતો મગર તેની પર નજર પડતાં તે તરત ઉતરી પડયો.

"તમારૂં અહીંયા કેમ આવવું થયું?" તેને લગામ પોતાના હાથમાં ભેરવીને તેણીની બાજુમાં ચાલતાં પુછયું." તમારા માય આજે તમારી વાર જોતાં તાં, તેવણ ઘણાં નિરાશ થયાં."

"તમે શું તાંહુ જઈ આયા?" તેણીએ પુછયું. પહેલીજ વખત તે છોકરીને તેની રીશ લાગી, અને તેણીની આંખો ગુસ્સામાં ચમકવા લાગી.

"જાણે મીસીસ સનો ને 'કોલ' આપવા જવું એ કોઇ મોટામાં મોટો ગુનાહ હોય તેમ તમે કરતા દેખાઓછ" તેનો ગુસ્સા ભયો દેખાવ જોતાં તે રમુજથી હસતાં બોલ્યો. "પુઅર લેડી, હું બીહુંછ કે એવનને ઘણું સુસ્ત લાગેછ. મગર આજની બપોર તો હમે બેઉએ ઘણી ખુશનુમા પસાર કીધી. હમે તમારીજ વાત કરતાં તાં."

"માહરા લોર્ડ!" આઇરીન ગુસ્સામાં તડી થતાં બોલી. હવે તે કીયા હથીઆરે તેની સાથ લડનાર હતી?

"મેં શું ગુનાહ કીધોછ. તે હું જાણવા માગુંછ" તે બોલ્યો તેની આંખોમાં દીનતા સેજબી નહીં હતી. ઉલટો તેના હેઠાણમાં રમુજનો ચલકાટ દીસ્તો હતો. "ખરેખર તો, આજે બપોરે તમોને મલવાની આશાએજ હું વુડબાઇન કોટેજમાં ગીયો તમારી પાસથી ખુલાસો મેલવવા તમે માહરેથી અલગ ને અલગ કાંય રહોછ? એ ખરૂં છે, એટલે તમે તે ના પાડી શકશો નહ."

"હું કંઈ ના પાડવા ઇચ્છતીજ નથી," તેને જવાબ આપ્યો. તે શાંત રહેવાની જબરી જેહેમત ખેંચતી હતી મગર તે છતાં તેના ચહેરા પર રતાશ ધાઈ આયો હતો ને તે બોલી તાહરે તેનો અવાજ ધ્રુજતો હતો. "મગર, બેશક તમે જોઈ શકશો, માહરા લોર્ડ, કે જો હું તમોથી અલગ રહેવા ઇચ્છતી હોઉ તો માહરા હાથમાંજ તેમ કરવાનું છે. હું તમારી ચાકરી છોડી જઇ શકુ"

"માહરી ચાકરી છોડી જાવ! તમે એક 'હાઉસમેડ'ની માફક વાત કરોછ, અને જો તમે મને 'માહરા લોર્ડ બનાવશો તો હું ધારૂંછ કે જાણે તમે રાધણીમાં કામ કરતાં છોકરી હોવ તેમ, મને તમોને આઈરીન નાંજ નામે બોલાવવાની ફરજ પડશે," તે મુછમાં હસતાં બોલ્યો. "આઈરીન મને તાહરૂં નામ ગમેછ જો કે એ કંઈ બીજા નામો માફક ખુશી ભરી યાદો તાજી નથી કરતું. તાહરી સાથ જેટલી મારામારી કરવા મને ગમેછ તેટલુંજ મને તાહરૂં નામબી ગમેછ. તે કાંચ સાંજના માહરી આગલ વજાડવાનું મુકી દીધું"

"સાંજનાં વજાડયાથી હું ઘણી થાકી જાઉંછ," તે લડકતા સાહદે બોલી.

"તુંને શું ઉંઘ નથી આવતી?" તેને ઉભો રહી જતાં કાલજીથી પુછયું.

"હા, મગર જ્યારે હું પ્લે કરયાથી થાકી નથી ગયલી, ત્યારે હું વધુ નિરાંતે ઉંઘી શકુંછ," તેને જવાબ કરયો.

તેને તે કોમળ છોકરી તરફ દયા આવે તેવી આતુરતામાં જોયું, અને એક નિસાસો નાંખ્યો.

"આઇરીન, તું સુખી નથી!" તે લાગણીથી બોલ્યો. "માહરી વ્હાલી મોહરદાર જેને મેં ગુમાવી છે તેની તું મને કેટલી યાદ આપેછ! હું તાહરે વાસ્તે કંઇ બી કરવા તૈયાર છેઉ કે જેથી માહરી માફક તું બી સુખમાંથી બાકાટ નહી રહેવા પામે." તેના અવાજથી સખ્ત ચોંકતાં તે બાળકીએ તેની પર ઉતાવળે ઉંચે જોયું.

"શું આંય તાહરી બાબદ સાંભી નહી શકાય?" તેને પુરતા અદબ સાથ ચાલુ રાખ્યું. "તાહરાં માયે ભોલઇમાં એટલું તો કબુલ કીધું કે તેં કોઇને પસંદ કીધો હતો. મેં વિગતવાર વધુ જાણવા તેવન પર દબાણ કીધું નહી, કેમકે વિશ્વાસથી મને વધુ કહેવા તાહરી પાસ માંગી લેવાનો મેં ઠરાવ કીધો હતો."

"ઓ, એવન કેમ એમ—એટલાં ઘાટકી થયાં!" આઇરીને દુઃખ પામતાં પોકાર્યું.

"માહરી પર ઇતબાર મુક અને તું કદી બી તે માટે પસ્તાશે નહી." તેને ધીરજ આપતાં સમજાવ્યું. "તાહરાં માયજીનો કસુર ના કહાડતી. મેં તાહરી આંખ્યોમાંજ વાંચ્યું હતું કે કોઇને ચાહીને તેં ગુમાવ્યો છે. મુર્ખ ના થતી. પ્યારને તાહરી જીંદગીમાંથી હરકાતી ના કહાડતી. પૃથ્વિપર એજ એક બેકિમતી ખજાનો છે, આઇરીન અને મોહોતાજ તે આપરી પાસથી ઝુટવી લઈ શકેછ. જો તે મરદ, ભલો

ને માનને લાયકનો હોય, તાહરી માયનાં કહેવા મુજબ તેવોજ તે છે, તો તમોને શું વિખુટાં પાડેછ?"

"તમે સમજ્યું તો હોશે કે અરધી સચ્ચાઈ જુઠાંનાંથી નપેતર છે!" આઇરીન તનબદનમાં ધુજતાં બોલી, તે બીચારી ની લાગણીઓ છેડઈ ભેદઈ ગઇ હતી. "જ્યારે તેવન એ પર મંડયા હતાં તાહરે તો બધુંજ તમોને કહીને આંય ફજેત વાડામાંથી મને બચાવતે—કે હું તેવનનું પોતાનું બચ્ચું નથી, પણ એક તજાયલી, હીણાયલી, કંગાલ છું, જેને તેવને ને તેવનનાં ભરથારે કેવલ દયાથીજ પાલી લીધી હતી, અને તેથી મેં કોઇઆ જાતની જીંદગીમાં જે માહરા ગુજરાન કરવામાં વચ્ચે આવતી હોય તે અખત્યાર નહી કરવાનો ઠરાવ કીધો છે. મને બીજા કશા હક નહી હોય, મગર માહરી રીતે સ્વતંત્ર થવાનો હું દાવો કરી શકું."

તે ઉશકેરઈ ગઇ હતી, અને હીઝ લોર્ડશીપ પરઆ તેની દેખઈતી અસર થયલી લાગતી હતી.

"મને માફ કરો, આંય ખરેખર માહરે માટે તો ખબર છે!" તે ધુજતા સાહદે બોલ્યો. "મગર તાહરા જનમની કંઇઆ નિશાણ હોવી જોઈએ આઇરીન, મને તુંને મદદ કરવાદે," તેને ઉત્સાહથી ઉમેર્યું "કેવું મહાભારત તે કહેવાશે તને શીહા રાતનાં અંધકારમાંથી કહાડીને દિવસની રોશનીમાં લાવવાનું કેવું માન! તું એક રખડતું બચ્ચું-તું કંગાલીયતનું બચ્ચું! એ બનવા જેવું છેજ નહી! ક્રીસ્તી રીતે તું દગાનો ભોગ થઇ પડીછ. કોઇબી રીતે તું મને તુંને મદદ કરવા નહી દેશે? ફકટ એટલું તો કહે કે કેમ તું મલી આવી હતી?"

તેને પોતાનો ગ્લવ સાથનો હાથ તેણીના કોમલ કર પર મુકયો. આભારની લાગણીથી આજેજ બનીને તે બાળાએ તે પોતાના બેઉ હાથમાં પકડીને દાબ્યો, પછી એક નિસાસો નાખતાં તેને તે છોડી દીધો.

"ઠેંકયું!" તે હલવેથી બોલી "હું જે જાણુંછ તે બધું તમોને કહેવશ. જે મરદ મને ચાહેછ તેને એવો ધખારો મન પર લીધોછ કે હું ધારૂંછ તે કરતાં વધુ સારી હાલતમાં જનમેલી પુરવાર થવશ, અને તેવને જે એજ શોધ કીધીછ તે પર મંડયાછ. મગર હું તો ખાતરીથી માનુંછ કે નાસીપાસીમાંજ એનું સેવટ આવશે."

તેને વિગતવારે કેમ તે સ્નોવાલાને મલી આવી હતી, તે બધી કહાણી તે ભલા ઉમરાવને કહી સમજાવી, જેથી વાંચનાર આ અગઉનાં જાણીતાં થયલાં હોવાથી અત્રે પાછું લંબાન કરવાની જરૂર જોતી નથી. તેને ઘણા ધ્યાનથી તે સમજી.

"એ એક અજબ જેવી વાત છે!" તેને પોતાનું મત આપ્યું. "જો સંભાલથી તંપાસ ચલાવવામાં નહી આવે તો એ ભરમ કદીબી ખુલ્લો થઈ શકે નહી. પણ, આઈરીન, એ જવાન મરદ કોણ છે? તેને અહીં તેડ અને હમોને આય ભરમ પર સાથે મંડવા દે."

"કદી નહી!" તે મક્કમતાથી બોલી. તેને મનસે તો હૅરોલ્ડને તે કામમાં મદદ થવી તે તેને શરણે ગઈ હોય એવુંજ ખરેખર તો દેખાય. "હું તમારો ઘણો આભાર માનુંછ, માહરા લોર્ડ, મગર હું એવો ખ્યાલ વટીક નહી

લઇ જઇ શકું!" તે મજબુતાઇથી બોલી. "વલી, કોઇ બી માહરો ભરમ પુરવાર કરી શકશે નહી."

"કોઈ કંઇ જાણતું નથી!" લોર્ડ બ્રુકપોર્ટ ઉદાસીથી બોલી ઉઠયો." કોઇ બી રીતે, હું તેને ફ-તેહ ઇચ્છુછ, આઇરીન, માહરાં ખરાં દીલથી! હવે જયારે હું જાણુંછ કે કાંય તું એટલી ખીજા રહેછ, એટલે તુંને વધુ દલગીર બનવાની ટક નહીં આપવાની સંભાલ લેવશ. તુંને સાંજના વજાડયા કહેવામાં આવશે નહી–ખચ્ચીત થોડા વખત સારૂં તો નહીજ. મગર જો હું એ બાબે તાહરી મરજી રાખું તો તુંને કાલે સહવારે તાહરાં માયજી, બલકે હમારી બધાંની સાથ પીકનીકમાં જોડાવું પડશે." તે એમ બોલતોજ જવાબ માટે થોભ્યા વગર ઘોડા પર સ્વાર થઇને ચાલતો થયો.

આઇરીન, ઘભરાયલી, અશક્ત જેવી તેને જતો જોતી ઉભી રહી ગઇ. તેને એ શું કીધું હતુ?

"મને મુર્ખ બનાવી, એજ મેં તો કીધુંછ, બીજું શું?" તે સખ્તાઈથી વિચારતી હતી.

## પ્રકરણ ૧૩ મું.

તેને પોતાના પ્યારનો ભરમ હીઝ લોર્ડ શીપ આગલ જાહેર કીધો હતો તે દહાડા પછીથી તેના મનને ઘણી બેકરારી થવા લાગી. તે સુંદરીને તેની રીતભાત બદલાયલી

લાગતી. તે કંઇ પોતાની રીતભાતમાંજ ફેરવાયો નહી હતો, મગર તેની જીંદગી ભોગવવાનાં અનુક્રમમાં બી ફેરફાર થયો હતો.

"એ ફેરફારને માહરી સાથ કે માહરેથી લાગતુંવલગતું હોય એવો વિચાર કરવોજ બેહુદો છે," તે મનન કરતી. "એક પલ બી એવો ખ્યાલ કરવાનો ફાંકોજ હું કેમ ધરાવી શકું!"

તોબી તે અનાથ બાલકીનાં ભલાં માટે જે કાલજી તે ધરાવતો હતો તે પર તે દેખતી આંખે આંધલી થઇ શકી નહી. જ્યારે તે મ્યુઝીક લેશન આપતી હોય ત્યારે તાંહ આવવાની તેને હવે તબેહ પાડી હતી, છોકરીઓનો પ્રોગ્રેસ કેમ થતો હતો તેની તે પુછ પરછ કરતો, તપાસ લેતો, અને પછી બધાંને કેઠે કેઠે ફરવા લઇ જવાની માંગણી કરતો એક દહાડો સ્કુલ રૂમ પાર્ટીને સહેલગાહે પોતે જાતે લઇ જવાનું તે નકકી કરતો; જેમાં મીસીસ સનોને આમેજ કરવા તે ચુકતો નહી; તો બીજે દહાડે તેની માયનાં ઘેરને વાસ્તે કંઇ ભેટસોગાદ તે મોકલતો, જે તે મગરૂર છોકરીને જરા થઇને ગમતું નહી. ફરવા જતાં ત્યારેબી તે ઘણું ખરૂં મીસ રે ને મીસીસ સનોની સંભાલ લેવા કહેતો અને મી૦ કોક્ષ ને છોકરીઓ પર ને બોબી પર નજર રાખવા ફરમાવતો જ્યારે તે પોતે તો હંમેશ આઇરીન પાસેજ રહેતો. તેને લાગતું કે એ તેની માયા ભરી મેહેરબાંનીનાં નફામાં મીસ રે તેની સાથ ઉંચે મોહને રહેતી અને મી૦ કોક્ષ હદબહાર ઠંડઇથી વરતતો હતો.

"કાંય લોર્ડ બ્રુકપોર્ટ મને માયામાં પારવાની જીદ લેતા હોશે? જેમ માહરા આવવા અગઉ ચાલતુંતું તેમજ ચાલવા દેવામાં એવન કાંય નહી સંતોષ માનતા?" તે મનમાં મુજાતી હતી. "તેવને જાણવું જોઇએ કે એમ તરફદારી કરવાથી ઉલટું મને સોસવું પડેછ."

તે વિસે હીઝ લોર્ડશીપને ક્હેવાનો તેને નક્કી ઠરાવ કીધો. તે એક નાજુક બાબદ હતી, એટલે કુદરતીજ તે તેમ કરવાથી પાછી હઠતી. તેને હવે મજબુત વેહેમ પડવા માંડયો હતો કે છોકરીઓને વટીક તેઓનાં બાપ તરફથી જેટલી તેને પોતાને મલતી તેટલી ભેટ સોગાદ મલતી હતી નહી.

એક બપોરે મીસ રે શોપીંગે ગઇ હતી, અને તેથી આઇરીન છોકરીઓ સાથ ટૅનીસ કોર્ટ પર ગઇ. તેને ભુરી આંખવાલી 'ડૉડો' સાથ ટેનીસનો એક 'સેટ' માંડયો, જેબી એક સારી રમનારી હતી, તે એમ ગુંટાયલી હતી, તેટલાં એકાએક ફરતાં, તેની નજર લોર્ડ બ્રુકપોર્ટ પર પડી, જે 'કોર્ટ'માં આયો હતો અને એકાગ્રહ ચીતે વખાણની નજરે તેણીને તપાસતો ઉભો હતો. તે નજર હંમેશ તેણીના રૂખસારો પર રતાશનો ધસારો કરાવતી હતી.

"તમે હંમેશની માફક, ઘણી મેહેનત કરોછ–તમારા ગાલો માહરા પીચીસો જે હું તમારે વાસ્તે એકઠાં કરતો હતો તેના જેવા લાલ થયાછ," તે બોલ્યો. "ઇસાબેલ, આંય 'સેટ' પુરો કર. હું માંડવા હેઠે મીસ સનો સાથ વાત કરવા માંગુંછ."

સેજ આનાકાની પછી આઇરીન તાબે થઇ અને માંડવા હેઠે ગઈ, જાંહુ તેની અગઉનો જઇને લોર્ડ ષ્ફરૂકપોર્ટ બેસીને ફ્રૂટ બાસ્કેટમાં પીચીસ ગોઠવતો હતો.

"હું આજે સહવારે તમારે વાસ્તે શું કરતો તો તે કહેવા માંગુંછ," હસીને તેણી તરફ ઉંચે જોતાં તેને કહયું. "તમે એક દહાડો બોલેલાં કે તમે અગઉ ઘોડેસ્વારી કરતાં હતાં અને તમોને તેનો ઘણો શોખ છે. તે દહાડથીજ તમે છોકરીઓ સાથ 'રાઇડે' જાવ એમ હું ઇચ્છતો હતો, ને તેની તલાસમાંજ હતો. આજે મેં એક સુંદર ઘોડી ખરીડીછ—છે તો કાલી ભમર અને ગરીબ તો બકરી જેવી. વેલ? એ મોહના પર ગુસ્સાનો ચીલ્લો કાંય?" તે બાળાને નીરખીને જોતાં તેને પુછયું.

"માહરે તમારી ઘણી આભારી થવું જોઇએ, હું ધારૂંછ, મગર ખરેખર તો હું 'રાઈડ' કરવા માંગતી નથી!" તે કડવાસથી બોલી. "મેં બીજાંઓનાં ઘોડા પર ફકટ કોઇ કોઈ વખત સ્વારી કીધીછ," તેને ઉમેર્યું.

"તાહરે હવે તો તું કાહુરા પોતાના ઘોડા પર 'રાઇડ' કરી શકશે!" તેને ભારથી કહયું. "મેં લેડી શીપની 'ડમે'ને હોકમ કીધોછ તાહરૂં માપ લઇને, લંડન એક સ્વારીના પોશાક સારૂ ઓરડર મોકલવા કહેલું છે."

એકાદ પલ આઇરીન અચકાતી ઉભી; પછી જીવ પર આવીને તે તેની સામે જોતાં બોલી.

"શું બનશે તે તમે જાણોછ, લૉર્ડ ફ્રૅંકપોર્ટ, જો તમે આવી પક્ષપાતી બતાવશો તો? તમે મને અહીંથી હાંકી કહાડશો! બીજાંઓ તે શાંતીથી ખમી જશે એ બનવું મહાલ છે."

"તમે છોકરીઓને વાસ્તે કહેવા માંગોછ કે?" તેને ઉદ્ધતાઇથી પુછ્યું.

"તમે કેમ એમ પુછી શકોછ?" તે ચહેરામા ખુબ લાલ થઇ. "હું મીસ રે ને મી. કોક્ષને વાસ્તે કહેવા માંગુંછ," તેને સમજાવ્યું. "એક પલ વિચાર કરો! અત્યાર સુધી એ લોકોએ તમારાં છોકરાંઓ પછવાડે સખ્ત મેહેનત લીધી. છે. જ્યારે હું, એક નવી આવનારી પર એકદમ તમારી મેહેરબાની ઉતરીછ."

"કેટલુ કઢંગું!" તે હસ્તાં બોલ્યો. "આઇરીન તે લોક સાથ તુંને પોતાને ના સરખાવ—માહરી આગલ તો નહીજ. હું શું કરૂંછ તે હું જાણુંછ. તું જો કબુલ થાય તો, હું તુંને માહરી દીકરી કરી લેવા માંગુંછ. હું તુંને લગન સીવાય કદી જવા દેવશ નહી. અને તે તો ભવિષ્યને હાથ વાત છે."

"ઓ!" આઇરીન કેવલ સંતાપમાં પુકારી. "હું જાઉછ કે મને અત્રેથી ચાલી જવુંજ પડશે," તે બાળા કલવઇને બોલી.

"હું તમોને કહેવાનીજ હતી કે મીસ રે માહરી તરફ બાહલઈ ગયલી છે અને મી૰ કોક્ષ વધુજ વિરૂદ્ધતા બતાવતા થયાછ. હું તેઓનો વાંક કહાડતી નથી. કાંય માહરી તરફ એટલી પક્ષપાતિ બતાવવામાં આવે? કાંય માહરા માયજીને આંહી કૉટેજમાં રહેવા દેવામાં આવે?"

"કેમકે તેવન રહે એમ હું ઇચ્છુંછ! એટલું બેશક પુરતું કારણ છે?" લોર્ડ બ્રૂકપોર્ટ કરડાઇથી જવાબ કર્યો. પછી તે તેણીને નરમાસ ભરી હેતવંતી આંખ્યો ટીકટાં બોલ્યો. "તું હુમોને છોડી જવાનો તો ખ્યાલ કરતીજ ના હું તેવી કંઇ બહાલી આપશજ નહી!" તેને માયાથી તોબી મકકમતાથી કહયું "માહરે તુંને વધુ કહેવું જોઇએ કે એ બાબદમાં માહરી ભલી મોહોરહારજ નહી, પણ તાંહરાં પાલક માતાબી તદન એકમત થયાછ અને માહરા તાહરે વાસ્તેના પ્લાનમાં મદદ થવાને ટેકો આપવા તૈયાર છે. જો તું તાહરા અત્રેના પોઝીશન માટે વાંધોજ જો કરતી હોય તો હું તુંને બેમાંથી જે ગમે તે એક પસંદ કરવાનું સોંપુંછ."

તેણીને લગતી બાગદમાં મુડું મારવાની તેની શીરીલ સરકશી માટે અજબ થતી, તે તેને ભોપવા લાગી. તેના મગજની સાબુતઈ માટેબી તે જરા શકીલી બની.

"બેમાંથી એક પસંદ કરવાનું?" તેને જે સમજ્યું હતું તે માટે જાણે તે પોતાના કાનનો ઈતબાર નહી કરતી હોય તેમ પાછું બોલી.

"હા. હું તુંને માહરી દીકરી કરી લેવા ફક્ટ તૈયાર ને રાજીજ નથી, પણ આતુર છું," તેને શાંત અવાજે જવાબ કરયો. "માહરાં બૈરી, તેમજ મીસીસ સનો તે માટેનાં માહરાં કારણો જાણેછ. મેં થોડો વખત થોભી જવાનો મનસુબો રાખ્યો હતો, પણ તેં મને બોલવાની ફરજ પાડી," તેને ચાલુ રાખ્યું. "હું દરેક ચીજને ખુદરતી રસ્તો લેવા દેવા ઇચ્છતો હતો, અને

તુંને તદ્દન ખુદરતી રીતેજ સદા અત્રેજ રાખવા અને માહરી દીકરી તરીકે ઓલખાવવાનું સેવટ લાવવા માંગતો હતો. તેં માહરી પર ચઢાઈ કીધી. હું દલગીર છું, પણ તેની કંઇ ફકર નહી.”

“પણ ફકર છે!” આઇરીન ફરીને પોતાના બન્ને હાથ જોડતાં પુકારી. તે શું ખરેખર દિવાનો હતો કે ફકટ કાત્યાંનો ઘસેલો? “હું કદી બી આવી બેઢંગી રીતે અત્રે રહી શકુંજ નહી, હું તે કબુલ કરૂંજ નહી–તે ખરૂં હોયજ નહી!”

“હમણા કંઇ બોલતી ના, હું માંગી લેઉંછ!” તેને ઉઠીને માડવામાંથી બહાર પડતાં કહયું. “માહરી તુંને સલ્લાહ છે કે એ ચીજનો હાલને કાજ વિચારજ ના કરતી, આઇ· રીન. હું તુંને ખાતરી આપુંછ, છોકરી, કે એ સારીજ સલ્લાહ છે. વૅલ, ડૅડો, લેવ અહી તમારે વાસ્તે થોડાંક પીચીસ છે!” તેને પુકારીને પોતાની બેટીઓને કહયું, અને પછી તે ઉતાવળે તાંહથી ચાલી ગીગો.

એક સખ્ત જેહેમતથી તે કોમલાગી, છોકરીઓ સાથ કંઇજ બન્યું નહી હોય તેમ શાંત રહીને થોડોક વખત વાત ચીત કરતી બેઠી, પછી તે તાંહથી સટકી ગઇ–પોતાનાં ઓરડામાં નહી, મગર તેની એક માનીતી થઇ પડેલી જગોમાં તે ચાલી ગઈ. એક વખત નરસરી તરીકે વપડાતો પણ હાલમાં વાપડયા વગર પડી રહેલો તે એક ઓરડો હતો. તે બાળાએ તેની એક બારી ખોલી અને પોતાના સુંદર હાથની કોણી તેની બેર પર ટેકવીને વિચારમાં મશગુલ બની ગઈ.

"હવે અણીની ધીક આવી પુગીછ," તે મનસે વિચારવા લાગી. "હું એ કોઈ કાળે બી ચાલવા દઈ શકું નહી. માહરાં માયજીને હર લેડી શીપ જેવા માયાલુ પણ નબળાં મનની સ્ત્રીઓની મદદ ને ટેકો મેળવતો આંય એવનનો સીર્ફ બેવકુફાઇ ભરેલો ફાંટો છે. એવનને પેટે બે દીકરીઓ તો છે છતાં મને કરી લેવાનો ખ્યાલજ બેહુદો છે. ઓ, હવે માહરે શું કરવું?"

બીજાઓ પ્રત્યેની પોતાની ફરજનો ખ્યાલ ધરાવતી, તે કોમલ કન્યા, તે હવે કીયો માર્ગ લયે? શું તે કાસ્ટલમાંથી ચાલી જાય? તે ઉમરાવની ચાકરી છોડી જાય? તેમ થતાં તો તેની પાલક માતા જે સુખ સગવડ ને શાંતીભરી નિરાંત મેળવવા પામી હતી, જે તે બીચારીને જીંદગીનાં છેલ્લા દહાડામાં નસીબ થઈ હતી તેનું સેવટ આવી જાય.

હવે, પહેલીજ વખત તે કમબખ્ત છોકરીને રાગ બોહ-વાથી જે ખોટ ગઈ હતી તેનો તેને કડવો અનુભવ મલ્યો. "હું કંઇજ કરી શકતી નથી," તેને કડવાસથી વિચાર્યું. "જીંદગીની નદીમાં કોઇ ઝાડ પરથી સુકઈને ખરી પડેલાં અને પરાધીન બનીને નદીના રોહ સાથ ઘસડાતાં પાતરાં માફક ફકટ તણાયા કરવા સીવાય, હું કંઇજ કરી શકતી નથી. ઓ, કાંય હું પેલા 'એકસપર્ટ'ની સલ્લાહ મુજબ ચાલી?" તેને કલ્પાંત કીધું.

તેને ગરક કરતાં અંધકારમાં સેજબી રોશનીનું કિરણ નજરે પડતું નહી હતું. સેજ બી ઉજાસ જોવા તેને પોતાનું

મગજ અને આંખો ખેંચી તાણી નાખી. પણ ફોકટ. પછી ઉપજતઃ વિચિત્ર ધખારાઓ કહાડી નાખવા અને પોતાનાં મનને રીજવવા તે મ્યુઝીક રૂમ તરફ ગઈ.

•એક જાણીતાં ગીતની કૉપી 'ધ લાસ્ટ કોર્ડ' જોતાં એક લટકકો, દુઃખી મલકાટ તેના હોઠો પર પથરાયો. 'ખોહવાયલો તાંત,' 'કંટાળેલી ને અસ્વસ્થ બનેલી' એના જોડનારે એ જાણે માહરેજ વાસ્તે જોડયુંછ." તે બબડી "હું બી કંટાળેલી ને અસ્વસ્થ હું. કદાચ એના રચનારની માફક, હું બી એ વજાડતાં ડાહપણુ ને શાંતી મેલવી શકશ."

તે વાજાંપર બેસતાં તેને વગાડવા માંડયું. પહેલે ધીમે નરમાસથી—તે રાગનો તેના ફાટાં મુજબ મધુર, મીઠો સ્વર ચોપાસ ફેલઈ રહયો. પછી ઉત્સાહી બનતાં, તે મોટા કમ્પોઝરની પ્રૌઢ સ્મરણ તાજી થવા લાગી. લાગણીઓમાં ઉશ્કેરઈને તેને એક બીજા જાણીતા ગીતની શરૂઆત કીધી, અને પછી, લગભગ બેધ્યાનપણે તે ગાવા લાગી, અને બીજી ક્ષણમાં તેને અપાર ખુશાલી વચ્ચે શોધ કીધી કે તેનો ગાવાનો શુર નિકલતો હતો. તેના ખ્યાલ મુજબ તો તે અગઉ એટલો નિરમલ, ઉંચો અને સેહેલાઈથી તેના ગલાંમાંથી બહાર નહી પડયો હતો, અગઉ કદીબી તે રાગ આજના જેટલો તેના કાબુમાં નહી હતો.

"હીયર મી, ઑ ઇઝરાયલ!" તે નોવેલ મેલાડી તેના કાનમાં ગણુગણુવા લાગી. ગળાંમાંથી નીકળતા નિર્મલ શુર ને તે ડંગ બનીને આતુરતાથી સમજવા લાગી. એ શું

કોઈ મોજેજો થયો હતો? શું તે બાપડી કોઈ ભયંકર સ્વપ્નાનો ભોગ થઇ પડી હતી?

તે થોડોક વખત પોતાનું સર્વ દુઃખ ભુલી ગઇ. એક ખુશાલ કલાક માટે તે ફરીથી પ્રખ્યાત ગાનારીમાં ફેરવાઇ ગઈ જેને માટે મોટી મોટી આશા ઉમેદો બાંધવામાં આવી હતી. જે કાબુથી તે હાલમાં ગાતી હતી તેથી તો તે અગઉ તદન બેખબર હતી. પછી અચાનક જે બન્યું હતું તેનો ખ્યાલ થતાં, તે બાપડી ધભરાઇને આજેજ બનતાં ખુબ જોરથી રડવા લાગી.

તેની પહેલ્લી લાગણી તો તે અદભુત ખબર દોડી જઇને મીસીસ સનોને જણાવવાની થઇ, બીજી ઈચ્છા પોતાની આવેલી ગાવાની શકિત સમજાવીને લોર્ડ બ્રુકપોર્ટને એકદમ છક ભક કરી નાખવાની થઈ. પછી, જરા વારે ઉશકેરણીનો ક્ષોભ સમી જતાં, તેને તે બાબદપર ચુપકીદી અખત્યાર કરવાનો ઠેડાવ કીધો.

તે ઠરાવને તે થોડાક દીવસ તો ચીવટાઇથી વલગી રહી કાસ્ટલમાંની જીંદગી અગઉનીજ માફક પસાર થવા લાગી, દરેક જણ તેણી તરફ માયાથી વર્તતું હતું.

પહેલે તો તે બીહુથી કે હીઝ લૉર્ડશીપ, તે શોધ જે તેને કીધી હતી અને જે માટે તે હજુનબી ડામાડોલ હતી તે જાણી જશે, મગર તે પોતાના કામકાજમાં હમણા હમણા ઘણો ગુંટાયલો રહેતો હતો, અને એક સહવારે તેને સમજ્યું કે તે લંડન ગીયો હતો,

તેને ગીયાને ત્રણેક દહાડા થયા પછી લેડી શીપે આઇ-રીનને તેડાવી મંગાવી. "હું નૉર્થ ઍાવર ગામમાં હીઝ લૉર્ડ શીપ સારૂં બર્થ ડે પ્રેઝંટ પસંદ કરવા જાઉંછ," તેને ખુલાસો કીધો. "હું ઈસાબેલને માહરી સાથ લઇ જવાનો વિચાર રાખુંછ. તમેબી હમારી સાથ આવશો ? તમે એવનને એટલી સારી રીતે ઓલખતાં લાગોછ કે હું ખાતરીથી માનુંછ કે-એવનને શું પસંદ પડશે તે નક્કી કરવામાં તમે હમોને ઘણી મદદ કરશો."

આઇરીન લાલ ચણોટી જેવી થઇ ગઇ, જો કે તેનો એ ઘભરાત અમથો હતો, કેમકે લેડી બ્રુકપોર્ટ અસાધારણ નિષ્કપટ અબલા હતી. પોતાના વરને માનીતી થઇ પડેલી તે છોકરીપર અદેખી થવાનો તો તે અલ્લાવાલી અબળાને ખ્યાલજ નહી થયો હતો. તેને શું અત્યાર સુધી તે ખુબ-સુરત, બાહોશ છોકરી જેને કેહેર વર્તાવનારા ગજબનાક પ્રારબ્ધના હાથપર નાશ કરનારો સખ્ત માર ખાધો હતો તેની તરફની પોતાના ધણીની કાળજીમાં પોતાની સંપતી નહી આપી હતી ?

સેજ આનાકાની પછી આઇરીને લેડી બ્રુકપોર્ટનું ઇજન કબુલ રાખ્યું, અને બપોરના લનચ પછી તેઓ નૉર્થ આવર હંકરાવી ગીયાં. તે એક ઉકલાટવાલો દહાડો હતો, જ્યારે સુરજનું તડકુંબી આકાશપરથી વરસીને શેકાતી ધર્તીને નિર્દય-પણે વધારેજ ભુજતું હતું, જ્યારે દરેક ઝાડનું પાદડું કે ઘાસનું તણુખલું વટીક હવા વગરનાં વાતાવરણથી હીલ્યા

ચાલ્યા વગર જાણે લટકતું, અને પુલે ફેનટ મારી ગીયા હોય તેમ પોતાના સર ઝુકાવીને મુડદાલ જેવા થઇ ગયલાં હતાં.

લેડી બ્રુકપોર્ટે હીંમતથી બધી ખરીદીઓ કરી લીધી, અને પાંચેકને સુમારે ઘેર પાછા ફરવા લાગાં તેટલાં કોચમેને જણાવ્યું કે તોફાન અને તેબી વરી સખ્ત થવાનાં ચીન્હ નજરે આવતાં હતાં. થોડે દુર જતાંજ તેઓ તોફાનમાં સપડઈ ગીયાં, વીજળીના ચમકારા ને આકાશી ગર્જના સમજતાં ઘોડાઓ જરા ભડકેલા લાગા એટલે તેઓને બ્રેન્ડવેલ હાઉસમાં આશરો લેવો પડયો. તે મકાનનો માલેક બ્રુકપોર્ટ વાલાનો ઓલખાનનો હતો એટલે તેમાં કશું ખોટું નહી હતું.

"લોર્ડ બ્રેન્ડવેલ તો બહાર ગયલા છે, માહરાં લેડી, મગર તેવન તમોને અત્રે સગવડથી ઉતરેલાં જોઇને જરૂર રાજી થશે," હાઉસકીપરે તેઓને દાખલ કરતાં કહયું. "જો તમે 'બૉડવાર'માં આવીને બેસશો તો હું તમો લેડી શીપને વાસ્તે ચાહ બનાવીને મોકલાઉ."

તેને તેઓને એમ કહેતાં એક ખંડમા લઇ જઈને બેસાડયાં. તે એક લાંબો પણ કંઇક સાંકડો ઓરડો હતો, તેને સુંદર ટેસ્ટથી નવોજ સંગારેલો દીસતો હતો. "બેશક એક ખુશનુમાં ઓરડો છે!" લેડી બ્રુકપોર્ટે આજુબાજુ બધુ જોતાં ટીકા કીધા. તેટલાં એક બીહક લાગે તેવો વિજલીનો ચમકારો થયો અને આકાશ ફાટતું હોય તેવી ગર્જના સમજઈ. "હું નહી ખમી શકતી!" તેણીએ હીસ્ટેરીક બનતાં પુકાર્યું. સારાં નસીબે તેટલાં બે 'મૅડ' ચાહ લઇ આવી અને

તે ચારે સાથે મલીને તે બીહી ગયલી બાઇને ધીરજ આપવામાં કાંઈક ફ્તેહ પામ્યાં, દરેક બારી બંધ કરી દેવામાં આવી અને તે સુંદર ઓરડામાં બતીઓ રોશન કરવામાં આવી. મગર લેડી બ્રૂકપોર્ટ પુશકલ બીહી ગઈ હતી. દરેક ગગડાટનો કડાકો તેને ધ્રુજાવતાં હતાં.

"હું જઇને હાઉસકીપર પાસથી 'સાલવોલેટાઇલ' જો હોય તો લઈ આંઉ?" આઇરીને ઈસાબેલને પુછયું.

"હું જાણું છ કે, મમા, કોઇ વખત એ લયછ ખરાં," બૅલા બોલી.

આઇરીન તેથી ઓરડાની બહાર પડી અને બે ચાર ઓરડા વટાવ્યા પછી તે દાદર ઉતરવા જતી હતી તેટલાં નીચેથી વાત કરવાનો અવાજ સમજતાં તે ખંચાઇને ઉભી રહી ગઇ. ટીંગઇને જોતાં તેને હાઉસ કીપરને એક કોઈ મરદ સાથ વાત કરતી જોઇ. તે મરદના પીઠ તેણી તરફ હતી.

"લોર્ડ બ્રેન્ડવેલ—નવો લોર્ડ હોશે!" આઇરીને વિચાર્યું "હવે શું કરૂં—હીમતથી નીચે જાંઉ કે લેડી બ્રૂકપોર્ટ આગલજ પાછી ફરૂં?"

---

## પ્રકરણ ૧૪ મું.

---

તે એમ અચકાતી ઉભી હતી તેટલાં વિજલીનો ચમકારો થયો, અને બેક કાનનાં બેહેર ફાડી નાંખે તેવો ગગડાટ

થતાં જરા વાર સુધી ગર્જના ચાલુ રહી. તેને બીહીને એક ચીસ પાડી, જે સમજતાં તે મરદ ફાંડયા કુડાવતો તેણીની મદદે ધસ્યો આયો. તે હૅરોલ્ડ બ્રાઉન હતો !

" આઈરીન!" તેને જુસ્સાથી પુકાર્યું, અને બીજી પલે તેણીને પોતાની ગોદમાં લઇને કીસીસો લેવાં માંડી. " મને માફ કર, વ્હાલી!" જરા વારે તેણીને છુટી કરીને હરખથી નિહાલતાં તે બોલ્યો." તાહરૂં માહરી આગલ આવવું કેવું અચાનક છે! એ એક સખ્ત તુફાન થયું છ, આઈરીન, મગર તેનો શું મુજાકો છે? મને માફ કરજે : હું તો ખુશાલીથી બધો છલકઈ જાઉં છ? ડીયરેસ્ટ, તું બધું જાણેછ? શું લૅાર્ડ બ્રુકપોર્ટ અધીરા બનીને તુંને બધું કહી દીધું?"

" તમે શું કહેવા માંગોછ?" આઈરીને પુછ્યું. તે મધુરીને તો સાબુત લાગ્યું કે તેણીના પરસ્તારનાં માથાંનો સ્કુરૂ જરા ધીલો થયલો હતો

" તેવને તુંને તાહરે કહયું નથી?" તે ઉશકેરાતમાં બોલ્યો. પછી તેને તેણીનો સુંદર હાથ લઇને પોતાની છાતી સાથ દાબ્યો " આજે તું અહીં આવી એ કેવું ચમત્કારીક! તે પોતાની લાગણી નરમ કરવાની અને શાંત પણે બોલવાની જબરી કોશેશ કરતો નજરે આવતો હતો. " તુંને અચરત કરૂં ? મગર હવે તુંને બધું જાણવાનો વખત આવી લાગોછ, અહી આવ !" તેને એમ કહેતાં બાજુમાંનું એક બારણું ખોલ્યું, અને આઈરીને એક ડ્રોઇંગ રૂમ જોયો, જેબી નવે-સરથી નવોજ સંગારેલો હતો.

"નહીં, નહીં, અત્યારમાંજ હું પુરતી લોર્ડ બ્રેન્ડવેલનાં ઓરડામાં ઘુસી ચુકેલી છું." તે બોલી. "તમે શું તેવનનાં કોઇ સગા થાઓછ?" તેને વિસ્મય પામતાં પુછ્યું.

"મને અત્રે દરેક હક છે! તું શું નહીં માનતી? આવ!" તે બોલ્યો, અને સેજ આનાકાની પછી તે તેની પુઠે ગઇ, મગર બારણા આગલજ ઉભી રહી ગઇ.

"હવે મને કેહો, જે હોય તે," તેને કહયું. "લોર્ડ બ્રેન્ડલવેલની ભલાઇનો હું વધુ લાભ લેવા ના પાડું છ."

તેને સીધું તેણીના ચહેરમાં જોયું.

"તે શું પારખ્યું નથી?" તેને પુછ્યું. "ઓ, બેશક, તેં અટકલ તો કીધી હોશે, તેં જાણ્યું તો હોશે કે જો મને 'સારી ઉમેદ' નહી હોતે તો હું તુંને માહરી જીંદગીની ભાગીદાર થવા પુછતેબી? હું હવે લોર્ડ બ્રેન્ડવેલ છેઉ. હું તુંને અગઉજ કહેતે પણ તું તો બોલેલી કે આપરે એક સરખી સ્થિતીનાં નહી થઈએ, તાંહ સુધી તું પરણુશે નહી, અને વલી તે 'હજુન જાશુકનું નક્કી તો નથી થયું."

"અને તમે, લોર્ડ બ્રેન્ડવેલ, મને કીસ કરવાની શેખાઈ ભરી હીંમત કીધી!" તેને શરમથી ચહેરામાં લાલ થતાં પુછ્યું. "તમે જાણોછ કે મને તમોને ચાહતી કરવાની સેજ બી વકી જે હતી તે તમે ગુમાવી છે?" તે ગુસ્સાનાં ચમકારા મારતી આંખ્યોથી તેને જોવા લાગી. "તમે જેવો ભાગ ભજવ્યોછ તેવો ભજવવો! માહરી લાગણીઓની પરવાહ

કર્યા વગર તમે સીતમજ કીધોછ. તમે હવે ધીક્કાર સીવાય માહરી તરફથી શું મેલવવાની આશા રાખોછ?

"તું તાહરૂં વચન ભુલતી લાગેછ!" ગુસ્સામાં તે બાલકીને ફરી જોઇને તે બોલ્યો. તે પુરતો શાંત હતો. બ્રેન્ડવેલ ટાઈટલને મીલકતનો તે માલેક બન્યો હતો તેથી આઇરીનને માહીતગાર કરવા તે સદા બીહતો હતો, અને હવે તેનો એ ગુસ્સો જોતાં તે છેક નાસીપાસ નહીંજ બન્યો. તેને તેથી તે માહીલાને સમજાવ્યું. "તેં વચન આપેલું કે જયારે આપરે બરોબરયાં થઇએ—બરોબર પંકતીના—તાહરે હું તુંને પરણવા પુછશ તો તું તાહરી મંજુરી આપશે."

"આપરે બરોબર પંકતીનાજ છૈયે, નહી?" તે કડવાસથી બોલી. કેમકે હવે તે જોઇ શકી કે તેઓ વચ્ચે નહીં ઓલંગી શકાય એવો મોટો અખાડ અરડાયલો હતો. તોબી તે કેવો તેણીને વ્હાલો હતો! તેનું, મન હરી લય તેવું મર્દાનગી ભરેલું કદાવર શરીર, તે ડાર્ક ચહેરો! તેનો મરદાનગી ભર્યો અવાજ, વાજીંત્રના નાદ જેવો તેના કાનને મધુર લાગતો, તે બાળાનાં તનમદનમાં ખુશાલીની ઝઝણી પ્રસરાવતો હતો. ઓ, તે કેવી તેને ચાહતી હતી! "હું લોર્ડ બ્રુકપોર્ટની ગવરનેસ, અને તમે, વાઈકાઉન્ટ બ્રેન્ડવેલ! કેવી ઘાટકી મશકેરી!"

"જો તમો ચાહો તો લોર્ડ બ્રુકપોર્ટનાં બેટી!" તેને આતુરતામાં કહયું. "એવન સાથ માહરી થોડા વખતથીજ પીછાન થઈછ, અને કોઈ મરદ તરફ જોયું નહી હોય તેવા માનથી હું તેવનને જોતો થયોછ."

"એવને શું તમોને તે વિસે કહયુંછ?" નિરાશીમાં પોતાના બંને હાથો જોડતાં તેને પુછયું. "હું તમોને બધાંને સમજી નથી શકતી. એક રતી ભારબી સાધારણ અક્કલ તમો બધાંમાં નથી!"

"એમ તુંને બેશક લાગતું હોશે, ડીયરી–હું તે બરોબર સમજી શકુંછ!" તેને નરમાસથી કહયું. "મગર જલદીજ, તું જો ફકટ ધીરજ રાખશે તો, બધો ખુલાસો કરવામાં આવશે."

"જો કંઈ ખાસ કહેવા જેવું હોય તો, તે મને હમણાંજ કેહો!" તેની તરફ અધીરાઇથી ફરતાં તેને પુકાર્યું "હું આંય બધા ઈસારાઓ–કે છુપા બનાવોથી ધીરજ રાખી શકતી નથી. તમારે વીસે સચ્ચાઇ તો બહાર પડીછ. તે કહેવાને વાસ્તે પુરતી સહેલી હતી! જો કંઇ સચ્ચાઇ કહેવા જેવી હોય–માહરે લગતી–તો તમે મને હમણાં–અત્તરઘડી કેહો?" તેને તકાજો કીધો.

તે કંઇ બોલવા જતો હોય તેમ લાગું, એક ડગલું તેને આગલ ભર્યું, પછી વખતસર કંઇ યાદ થતાં તે અટકી ગીયો. તે એમ ફીક્કી, પોતાના સુંદર મોહડાપર ભીતરના દુ:ખ તો બહાર દેખાવ દેતા લક્ષણ સાથ એમ ઉભેલી હતી, ત્યારે તે વ્હાલીના મનનું સમાધાન કરવા, તેને ધીરજ દેવા તે જવાને કેવું ચાહયું. મગર નહી, ખામોશી રાખવા તેને વચન આપ્યું હતું.

"હું કહી શકતો નથી," તેને મક્કમતાથી જવાબ કર્યો. "તુંને જેમ ગમે તેમ ધાર, વિચાર કે બોલ. હું વચનથી બંધાયલો હોવાથી તને વધુ હમણા કંઇ કહી શકતો નથી."

"તાહરે તો તમારી સાથ વધુ વાતચીત કરવાથી મને બાઝ આવવું પડશે," તે તુમાખથી બોલી. "હું દલગીર છેઉ કે અત્રે આશરો લેવાનો હમોને ખ્યાલ થયો. હું તે તમારા એકાદ નોકર માણુસનાં કોઠરામાં થોભાવાનું વધુ પસંદ કરતે!" એમ બોલતી તે ચાલી જવા કરી, પણ તેને તે બાળાનો હાથ પકડીને તેને રોકીને થોભાવી.

"તું જાય તે અગઉ મારો ખુલાસો સાંભળી લે," તે ગુસ્સાથી બોલ્યો. "મને લોર્ડ બ્રેન્ડવેલ થવાનાં ચાન્સ માટે મેં તુંને કાંય નહી કહયું તે તું કોઇ દહાડે સમજી શકશે. પહેલે જ્યારે હું તુંને મલ્યો ત્યારે એમ થવાનાં જુજ સંભવ હુતા, માહરા કાકા એક જવાન સ્ત્રી સાથ લગન કરનાર હુતા, જેથી તેવનને બચ્ચું અવતરે એ બનવાજોગ હતું. એ તો જ્યારે એવન સખ્ત બીમાર થયા અને ડાકટરોએ આશા છોડી ત્યારે મને એ ખેતાબ મલવાનું સંભવીત થયું. તું વરી એટલી મગરૂર છે! પહેલે, તું મને માહરા પોતાવત માટેજ ચાહે એવું હું માંગતો હુતો; પછી, જ્યારે હું તુંને સારી રીતે પીછાનતો થયો, ત્યારે મને લાગુ કે તાહરી મગરૂરી આપરી વચ્ચે આવશે. તેટલાં માહરા કાકાજી ગુજરી ગીયા—અને આંય તું જોયછ તેમ હું છું! બસ એટલુંજ કેહવાનું છે. હું તાહરી પાસ ગુંઠણે પડીને, માહરી સાથ

પરણુવા તુંને કાલાવાલા કરશ નહી, આઇરીન! તાહરી મગરૂરી જાંહુ સુધી તુંને "હું તમને પરણુશ કરી કહેવા પ્રેરશે નહી તાંહુ સુધી હું થોભશ!"

"તેમ કદીબી બનશેજ નહીં!" પોતાનો હાથ તેનાંમાંથી ખેંચી કહાડીને ચાલી જતાં તે બોલી।

કેવો રમુજી તમાસો થયો હતો! તે ધડકતા હઇયે અને જોરમાં ચાલતી નાડી સાથ હાઉસકીપરના ઓરડા તરફ જતાં વિચારવા લાગી. કેવી અલૌકિક ને અણુચીતી મુલાકાત! તે છતાંબી તેને લાગું કે કોઇક રીતે તેને ધાર્યું હતું કે હૅરોલ્ડ જેવો તે ધારતી હતી—એક સાધારણુ, સારે ઘેરનો, સારી કેળવણી લીધેલો જવાન પોતાનું ફોડી ખાવાનાં અવત્યાં મારતો—તેવો તે હતોજ નહીં. તેની રીતભાતમાં ચોક્કસ ખાતરી ભર્યું વર્તણુ હતું જે જીંદગીની સીડીપર ચઢવાની જીવતોડ લડઇ ચલાવતા આસામીમાં હોઈ શકેજ નહી.

તે, સાલવૉલેટાઇલ, ગલાસ ને ચમચી લઇને પાછી ફરી તાહરે આઈરીને, હૅરોલ્ડને લેડી બ્રુકપોર્ટ પાસ બેઠેલો જોયો, તે લેડી બ્રુકપોર્ટ શાંત બનેલી હતી, અને સાલવૉલેટાઇલ, જે અચરતી ને પ્રકટીકરણુ જેથી આઈરીનને એટલો શોક લાગો હતો તેનું નીરદોષ કારણુ થઈ પડયું હતું, તેની જરૂર જેવું હતું નહી.

શું હૅરોલ્ડે કબુલ કીધું હતું—તેઓની આગલી પીછાન વિસે હર લેડીશીપને કહયું હતું? તે ચિંતાતુર બનીને બેઠ

જણુને વારા ફરતી જોવા લાગી. મગર લેડી બ્રુકપોટ તેની મદદે આવી.

"લોર્ડ બ્રેન્ડવેલ, આંય એવન હુમારા વ્હાલાં ફ્રેન્ડ, મીસ સનો છે," તેને પીછાણ કરાવતાં, આઈરીન, તરફ જોઇને મલકાંતાં કહયું. "તમે મ્યુઝીકના શોખીન છેવ, તે કદાચ એવનને લંડનમાં ગાંતાં સમજ્યાં હોશે. હુમે એવનને લાંબી વિઝીટપર હુમારાં પરોણા તરીકે રાખવા ભાગ્યશાળી થયાંછ."

તે શું જવાબ કરે? તેટલાં સારે નસીબે, હેરોલ્ડ તેની વ્હારે ધાયો.

"મીસ સનોને હું તાઉનમાં ઘણી વખત મળેલો છું, લેડી બ્રુકપોર્ટ," તેને શેકહેન્ડ માટે હાથ લાંબો કરતાં કહયું, જે આઈરીનને ફરજ્યાત લેવોજ પડયો. "હું એવનને એટલાં સારા દેખાતાં જોઇને ખુશી થયોછું."

આઇરીનને સારે નસીબે જરાવારમાં તોફાન નરમ પડયું અને તેટલાં બ્રુમ ગાડી આવેલી હોવાથી તેઓ ત્રણે ઘેર આવતાં રહયાં. ત્રણેમાંની એક તે સાંજના બનાવથી, દલગીર નહી તોબી ડહાપણવાલી બનીને પાછી ફરી હતી.

શું એ પ્રારબ્ધ હતો, કે ફકટ સાધારણ બનાવ, જેથી તે પછીનાં આખાં અઠવાડીયાં સુધી બ્રુકપોર્ટ કાસટલમાં નવા, જવાન લોર્ડ બ્રેન્ડવેલનીજ વાતો થયા કીધી? તે એક કંટાળા ભરેલું અઠવાડીયું આઈરીન માટે થઇ પડયું હતું!

કોઇ વખત, સખ્ત મનનું દુઃખ થતાં તેને લાગતું કે તકદીર તેની સાંમે રૂઠેલું હતું.

"હું તદન પરત્રંત ને લાચાર થઈ ગઈછું, અને અહીંથી ત્યાંહ ચાથડયા ખાયા કરૂંછ," તે નિરાશ બનતાં મનસે બોલતી. 'એ લોક માહરાં ભલાંમાં છે. મગર એ લોકે જાણવું જોઈએ કે હું જીંદગીની માહરી ખરી હકદાર જગોમાં નથી. ભીખારડી તરીકે અવતરેલી, હું કેમ આંચ કુલીન મોભાને બરની થઈ શકું ?"

તેણીને એકલો દિલાસો તેનો પાછો ફરેલો, સુધરેલો રાગ હતો. નીરમલ, જોરાવર અને મીઠો તે રાગ અગઉનાં કરતાંબી વધુ તેના તાબામાં હતો. તે નિર્વિવાદ હતો. મગર હાલને કાજ તો તે તેને અદેખાઇથી શાંતવાનું કરતી. બોબીનું લેસન પુરૂં થતાં હંમેશ પોતે ઓરગનપર પ્રેકટીસ કરવા રહેતી, તાહરેજ એકલી પડતાં ફકત તે પેલા પુરાણા ટાવરમાં ગાતી હતી.

## પ્રકરણ ૧૫ મું.

એક શનીવારની બપોરે, તોફાન થયું અને હેરોલ્ડ તેજ નવો લોર્ડ બ્રેન્ડવેલ હતો એમ શોધ કીધા પછીના બીજા અથવાડીયાંમાં આઇરીન અને બોબીને પહેલો ઝગડો થયો.

"જ્યારે તમે કોઇ દહાડો બોબીના વિચારથી ઉલટું કરાવવા જશો એની પાસ તાહરેજ તમોને એની હુજ્જતી

ચાલની ખબર પડશે," મી૦ કોક્ષે એક વખત અર્થસુચક કહયું હતું.

તે દહાડે, મી૦ કોક્ષ ક્રીકેટ મેચ રમવા જનાર હતો, અને બોબીએ તેની સાથ જવાનો તાગડો રચ્યો હતો. મગર લેડી ફ્રૂકપોર્ટ, તેને નહી જવા દેવા આઈરીનને કહયું હતું. લન્ચ પછી તે ગુમ થઈ ગયો, મહા મુશકીલે તેને શોધી લાવીને ઓરગનપર બેસાડવામાં આવ્યો. તે નાહ્લો સેતાન અડીયલ પારાની કાની સ્ટુલપર બેસી રહયો. નહી તે કંઈ મોહુનેથી તેણીના સવાલોનો જવાબ કરતો, કે નહી તેને એકબી નોટ વજાડી.

તેણીએ તેને સમજાવ્યો, પટાવ્યો—પણ ફોકટ ધાક ધમકી આપી જોઈ, તેબી પાણીમાં ગઇ. હવે તે ધમકી અમલમાં મુકવા સીવાય છુટકો નહી રહયો, એટલે તેને નરસરીમાં મોકલી દીધો ને તાંહ હોકમ મલે તેટલાં ખાવા જમવાની મનાઈની સજા કીધી.

"હું સામટી રીતે તદ્દન નિષ્ફળતાજ પુરવાર થઇછ," તેને વિચાર્યું. "દીકરી તરીકે, ગાનારી તરીકે—અને વ્હાલી તરીકેબી, કેમકે એ માહરી કંગાલ મગરૂરીજ હમોને જુદાં પાડેછ—અને હવે છેલ્લે ગવરનેસ તરીકેબી હું માનતી હતી કે બોબીપર હું લાગવગ ચલાવી શકુંછ, પણ નહી તેમાંબી હું ખોટી પડી. ચાલો, એ હવે જલદીજ પુરૂં થશે. માહરા રાગ વિસે હું જરા વધતી ખાતરીપુર્વક થાઉં કે હમે અત્રેથી ચાલી જઇશું."

તેને તે અસલના પુરાણા અજબ જેવા ઓરડામાં આસપાસ જોયું. હવે જ્યારે ખોદાની મેહેરથી તેનો ગાવાનો રાગ પાછો આવ્યો હતો એટલે સેહેલ્લો ને સુતરો રસ્તો થોડા મહીનાથી એકાએક જે ધંધાનું સેવટ આયું હતું તેજ પાછો અખત્યાર કરવાનું હતું. મગર તે ધંધાપર પાછા ફરવાનાં ખ્યાલે તેને કશો આનંદ થયો નહી. તે ઘણી શરમાલ પંક્તિની છોકરી હતી! એટલે ખરેખર તો ફરીથી જાહેરમાં ગાવા અને શીખવવાનાં વિચારે તેને ધ્રુજરાં છુટતાં હતાં!

"લોકોથી ટીકાવું!" સ્ટુલપર બેસીને વજાડતાં તે વિચારવા લાગી. "ગડગડયાં લંડનમાં વસવું, ઉકલાટવાલી ગલી ગુંચીમાંનાં ચીરયાં જેવા ઘેરમાં રહેવું, પછી વરી રોજ રોજ વખતસર છોકરાંઓને એકસરખી ઢપે શીખવવું કેવું કંટાળા ભરેલું છે. અહી રહેવાનું તેના કરતાં તો હજાર ઘણું વધારે સારૂં છે, ગને એ જગો કેટલી વ્હાલી થઇ પડીછ. કોઇ વખત મને લાગેછ કે જાણે હું માહરી બધી જીંદગી સુધી અહીંજ વસી હોઉ. જો ફકટ હેરોલ્ડ, લોર્ડ બ્રેન્ડવેલ નહી હોતેની! મગર હવે અહીં વસવું, જ્યારે એવન પાસેનીજ ઇસ્ટેટનાં માલેક છે, અને વરી તેવન અર્લ સાથ મળેલા છે—જેવન હમે પરણયે એવું ઇચ્છેછ, કેમકે એમજ એવન માંગતા હોશે—તેથી હવે અહી ઝાઝો વખત રહેવાનું બને નહી! માયજી ને મને એ અમારો ઇડનનો બાગ છોડીને, ઠંડી બેકદર દુન્યામાં ચાલી જવુંજ પડશે. ભારી તો પડશે ચાલી જવાનું પણ તેમ કર્યા વગર છુટકો નથી."

ગાનાંની અસરથી શાંત થતાં, તેને જરા થોભીને આજુ બાજુ નજર નાંખી. લોર્ડ બ્રુકપોર્ટનો તે ઓરડો જાણીતા ઓપેરા ને મ્યુઝીક બુકસથી ભરી નાંખેલો હતો. તેમાં એક કબાટ હતી જે તે ઉઘાડીજ રાખતો હતો કે જેથી તે ગમે તેમ તેમાંથી ચોપડીઓ લઇ શકે.

"માહરે એવન આગળ પહેલ્લે શું ગાવુ?" તેને પોતાને પૂછ્યું. તેને એક ધાર્મીક ગીત પસંદ કીધું અને તે ઇશ્વર પ્રિતમાં લીન બનીને ગાવા લાગી.

"જો હું ફકટ એવન આગળ એમ ગાઈ શકું!" તે વિચારવા લાગી, તેના હાથે મંદ થઇને બાજુમાં ઘલી પડયા. તે સદા લોર્ડ બ્રુકપોર્ટનોજ વિચાર કર્યા કરતી હતી, કાંય તે તેમ કરતી તે તે પોતે સમજી શકતી નહી. તેની ડાબી બાજુએ એક નાહુની આરસીનો તખતો તાંગેલો હતો, તેપર નજર પડતાં તેને તેમાં લોર્ડ બ્રુકપોર્ટનો ફીકકો ગંભીર ચહેરો જોયો. તે સખ્ત ચોકતાં ઉઠીને ઉભી થઇ ને તેની આંખોમાં જોવા લાગી.

"તમે મને સમજી?" તે ગભરાટમાં જેમ તેમ બોલી શકી, તે સર્વોતમપણે તેને તેણીને સમજી હતી એ ખ્યાલે તેના તન બદનમાંથી સંતોસ ને ખુશાલીની એક ઝઝણી પસાર થઇ ગઇ.

"હા, મેં તુંને સમજી," તેને જવાબ કર્યો. તે બારણાને અઢેલીને ઉભો હતો, તેના હાથ ગજવામાં ખોસેલા હતા. "મેં સમજ્યું," તે પાછું બોલ્યો, અને તે એવી અજબ જેવી રીતે

એકાગ્રહુ ચીતે, ગાફેલ નજરે તેને જોતો ઉભો હતો કે તે બાળા તેથી ઘણી અચરત થઇ. હું તો માનુંછ કે આવી એક બક્ષેસ માટે તમોએ ખુદાનાં શુકર કરવા જોઇએ!"

"તમે ભુલતા લાગોછ, મારા લોર્ડ, કે મેં માહરો ગાવાનો રાગ ગુમાવ્યો હતો," તેની વિચિત્ર રીતભાતથી જરા મનમાં ખીજવાતાં તે સુંદરી બોલી. "મગર તે જેમ અચાનક જતો રહયો હતો તેમજ પાછો આયો."

"એ અજબ જેવું છે કે આવો રાગ તમારો હોઈ શકે?" તે એમ બોલતો ઓરડામાં આયો ને તે ઉભી હતી, તાંહ ગયો. 'ખોદા! કેવા અસંભવીત બનાવો નજરે આવેછ! કલ્પિત બનાવો કરતાં સચ્ચાઇ વિદેશી લાગેછ!" તે બેધ્યાનપણે બબડયો.

"હું ગાઇ શકુંછ એ વિચારે તમે કાંય એટલા અજબ થાઓછ?" તેણીએ પુછયું.

જાણે તેણીનું બોલતું સમજયું નહી હોય તેમ તે દેખાયો. પછી તેની આંખો ચમકી અને તે ગાફેલપણાંમાંથી જાગ્રત થયો.

"તમે ઠપકો આપોછ તે વાજબી છે. તમોને શ્રેષ્ટ ગાનાર તરીકે જાણતાં હું અજબ થયો એ તમોને જોઇતી શાબાશી નથી એમ તમને લાગેછ. વેલ, હું દલગીર છેઉ કે તમોને તેનો ખુલાસો હું આપી શકતો નથી."

"જયારે માહરો આવો કંઠ હોય ત્યારે હું બાબીને ને છોકરીઓને શીખવું એ અજબ જેવું છે ખરૂં. હું તે જોઇ

શકુંછ," તેની સ્વપ્નવત, વિલક્ષણ રીતભાતથી કંટાળો ખાતાં તે બોલી. "જો કે બધાં અત્રે માહરી સાથ ઘણી ભલઈથી વરત્યાંછ, તોબી મને લાગેછ કે માહરે માહરી અસલની જીંદગીમાં જીપલાવવું જોઇએ.

"તમે શું હુમારાં ગવરનેસ તરીકે સુખથી રહેસાં?" તેને શંકાશીલપણે પુછ્યું. તે અચાનક ફરી ગયો, અને બારી આગળ જઈને, બહાર જોવા લાગો. તેણીના કંઠ સુધરવાથી તેની છોકરીઓને જે ખોટ ખમવી પડનાર હતી તેને તેને ખ્યાલ થયો હોય તેમ લાગ્યું, અને તે તેથી ખેદ પામતો લાગતો હતો.

"તમે જોવની, માહરા લોર્ડ," તેને દુઃખી થતો જોઈ મીઠી આઈરીને દલગીર થતાં તેને સમજાવ્યું. "મને માહરાં માયજીનો વીચાર કરવો જોઇએ. હું જો જાહેર ધંધામાં પાછી જાઉ તો, બરૂપોર્ટમાં પડી રહેવાનાં ;કરતાં વધું તેવન વાસ્તે કરી શકું તેમ છે."

તેને ફરતાં તેણી તરત જોયું.

"મીસીસ સનોનો પહેલો વિચાર કરવાનીજ હું તાહરી પાસથી આશા રાખી શકું," તે ઘાડા અવાજે બોલ્યો. "બીહતી ના! કંઇબી બનશે તોબી, મીસીસ સનોની તો સારી સંભાળ લેવામાં આવશે. હું તુંને તેનું વચન આપુંછ!"

'કંઇબી બનશે!' કેવી અજબ જેવી રીતે તે બોલતો હતો! શું તે હેરોલ્ડ સાથ મલી જઇને તેને તેની મરજી ઉપરાંત જબરીથી લેડી બ્રેન્ડવેલ બનાવનાર હતો?

"ફક્ટ એકજ બનાવં બનશે, માહ્રરા લોર્ડ," તે મજબુતઈથી બોલી. "તમે માહ્રરી જગો પુરવા કોઈની શોધ કરશો, અને સીઝન શરૂ થાય તે અગઉ હું લંડન જવશ."

તેના મોહ્રના પરની ગંભીરાઈએ રમુજના પ્રકાશને જગો આપી.

"હા, કુદરતી છે કે તમે તમારો વિચાર કરો," તેને મુછમાં હસતાં કહ્યું; "મગર હું તમોને વચન આપુંછ કે તમે લંડનની સીઝન સારૂં વખતસર જઈ શકશો. તેટલાં તમે માહ્રરીપર એક મેહેરબાની કરશો? એ કંઈ ઘણું નથી."

"હાજી, જો માહ્રરેથી બનશે તો કરશ," તેને શકમંદ ફીસમે જવાબ કર્યો, તેને દિલમાં વસવસો થયો કે તે મેહેરબાનીને તેના કમતસીબ પ્યાર સાથ કંઈ લાગતું વલગતું હશે.

"તમે તે સહેલઈથી કરી શકશો. હું હમણુંજ લેડી બરૂકપોર્ટને કહેતો હતો કે આપરે એક ઇવનીંગપાર્ટી કરવી જોઇએ પાડપડોસીઓને નવા લોર્ડ બરેન્ડવેલ સાથ મેલવવા. તમે તે સાંજે ગાશો?"

તે મધુરીના રૂખસારો પર ચુગલીખોર રતાશ ધસી આયો.

"હાજી, જો મને ખાતરી આપવામાં આવે કે હું ફક્ટ એક આર્ટીસ્ટ તરીકેજ ગાઉ, કોઈ સાથની આગલી ઓલખ પીછાનનો ઈસારો થયા વગર, અને તે પછી, તરતજ તમે

મને રજા આપશો કે જેથી હું માહરા માયજીને લંડન લઇ જાંઉ ને તેવન સારૂ ઘેરની તલાસ કરૂં."

"તુંને ગમે તો બીજેજ દહાડે બ્રુકપોર્ટ છોડી જજે," તેને આતુરતામાં ખાતરી આપતાં કહ્યું. "તે કમબખ્ત રાતે, જયારે તાહરો અવાજ જતો રહયો હતો તાહરે ઘણાં પ્રખ્યાત માણસો હાજર હતાંની? આર્ટીસ્ટો વગેરે એ ઢપનાં? તાહરે, શું તેઓને તે રાતે તેડવાનો વિચાર ઘણો સારો નહી થશે? આપરે થોડાંકને કાસ્ટલમાં ઉતારો આપશું ને બાકીનાંને મુસાફરખાનામાં એમ કેઠે કેઠે બધાંની જગો કરી દઇશું. એમ થવાથી તુંને નવું ઉત્તેજન મલશે. તુંને એમ નહી લાગતું?"

આઇરીન જરા ગુંચવાયલી લાગી. પછી તેના તે ભલા વિચાર માટે કદર કરતી થઇ, જો કે તેની એ મુરબ્બાગીરી કબુલ કરવી પડતી હોવાથી તે મગરૂર છોકરીને બરડે પાણી ઉતરતું હતું.

"તમે ઘણા ભલા છેવ, માહરા લોર્ડ," તે જરા વારે તુમાખથીજ બોલી. "બેશક, તેથી મને પછાથી મદદ થશે."

"તુંને સમજવા, કેવા આસામીઓને મને ગમશે તે હું જાણું છ," તેને ચાલું રાખ્યું, "કોઇબી રીતે, માહરાં લેડી અને હું તે વાતનું નક્કી કરશું. તું ગાશે એ તો જાણે કબુલ થઇ ચુકી? તું છેક છેલ્લી ઘડીએ તો તાહરો વિચાર નહી ફેરવેની?" તે સમજતાં તે છોકરી ટટાર થઇ, તેની આંખો ચમકવા લાગી. "નહી, એમ બોલવાની માહરી કંઈ મતલબ

નહીં હતી!" તે બોલ્યો; પછી, પહેલ્લી વખત તે છોકરીને જોતાં જેમ વિચિત્ર રીતે તેને તેણીને નજર ઠેડવીને જોયલી તવીજ રીતે તેણી તરફ જોઇને, તે અચાનક ફર્યો અને તેણીને છોડીને ચાલતો થઇ ગયો.

"કેવા વિચિત્ર માણસ!" આઇરીને વિચાર્યું, તે ડામા ડોલ બનીને તેને તાંહુથી ધસી જતો જોતી ઉભી હતી ત્યારે તેની છાતીમાં કંઇ કંઈ થતું હતું. તેને મનમાં કબુલ કરવું પડયું કે કાસ્ટલ નહી મગર તેના માલેકને છોડી જવાનાં વિચારે તેનું જીગર ભારી થઇ જતું હતું, લોડ બ્રુકપોર્ટનો અવાજ અને રીતભાત, તેની માયાલુ રક્ષણભરી કાલજી, કેવી એ બધાંની તેને ખોટ જનાર હતી! તે છેલ્લા દશ દહાડામાં ચાલી જવાના વિચારની આડત પાડવાની તેને સખ્ત કોશેશ કીધી. તેને તે મોટા રીશેપશનનાં મેલાવડાની બારવણેજ ચાલી જવાની પરવાનગી મેલવી લીધી હતી, મગર તે વિચારે તે જરાબી ખુશ હતી નહી. મીસીસ સનોબી ચાલી જવાની ખબર સમજતાં દલગીર થઇ ગઇ જો કે, તે ચાલાક બેટીનો રાગ પાછો આવેલો હોવાની ખબર સમજતાં તે અલબત ખુશી થઇ.

"હમો વચ્ચે થયલી વાતચીત પછી હું એ સમજી શકતી નથી," તે બોલી. તે બી વુડવાઇન કોટેજ તજવું પડવાનાં ખ્યાલે નારાજ થઇ ગઇ, તેને તે ઝુપડાંનો સુગમ પડી ગયો હતો એટલે તે સુખ સગવડ છોડીને જવું પડવાનો વિચાર તેને ભારી પડતો હુતો, મગર તે આઇરીન સાથ તેના

ધંધામાં મદદ થવા જવાની તે ફરજ વિચારતી હતી—તે પાલક બેટીના સુખ વચ્ચે આવવાનો તેને કશો હક નહીં હતો તે તે સારી કાની સમજતી હતી. એવન તાહરા મ્યુ-ઝીક પછવાડે તદ્દન દિવાના થયલા લાગતાતા અને હવે પોતેજ તુંને વગર ફોકટની મોકલવા તઇયાર થયાછ તે મને ખચ્ચીત અજબ કરેછ?"

"ઉલટુ એવન મને અત્રે રાખવા કાલજી બતાવી હતી તે અજબ થવા જેવું તો હતું," આઇરીને જવાબ કર્યો.

મગર તે બાપડી દિલમાં દુઃખી હતી. તે આવતા ઓચ્છવની થતી તૈયારી જાણે તેને મનસે તેની પાયદસ્તની તૈયારી થતી હોય તેમ લાગતું હતું. ખચ્ચીત, તે જાણે તે પસાર થયલા ખુશાલ દહાડા જેમાં તે ગરીબ, કમનસીબ, તજાયલી કન્યા, એક આસામી, અને તેબી લોર્ડ બ્રૂકપોર્ટને અગતની થઇ પડી હતી તે સુભ સમયને ભુમીદાહ કરવાનાં દહાડા હતા.

જો કે તે બહાર ફરવા હરવા જતી હતી, તોબી તે પોતાના પુરાણા પ્યારાને નહી મલી હતી. ખાસ, તે તેનેથી બીહતી નહી હતી, કે તે તેને પુસલાવી પતાવીને કંઈબી કબુલાત લઇ શકશે એવી ધાસ્તી નહી રાખતી હતી એવું બતાવા જતા તે બાળા બહાર ફર હર કરતી હતી.

"તમે હમોને છોડી જો ચાલી જવાનાં છેવ તે વિચારે હુ ઘણી દલગીર થઈ ગઇછ, ડીયર," મીસ રે આઇરીન ને પાછુ ને પાછું કહેતી અને મી૦ કોસ્ર દલગીર જેવો ગંભીર મનકાટ મોહ-

નાપર લાવતાં પાનછેર્યું ધુનાવીને તેને ટેકો આપતો. મગર આઈરીનને લાગતુ કે તેઓ તેજતી હોવાથી મનમાં તો ખુશીજ થતાં હતાં. તે પોતે તો ઘણી કંગાલ ને દુઃખી હતી. તે બ્રુકપોર્ટની મોહીનીમાંથી મુકતી નહિ પામી હતી એક ધીરજ આપતો બનાવ વટીક-એક બનાવ જે બતાવતો કે હીઝ લોર્ડશીપની તેણી માટેની કાલજી કાંઇ કમી નહી થઇ હતી તેબી—તેનો ઝુંપાઇ જતો જીવ તેજ કરવામાં ફતેહ પામ્યો નહી. તે બનાવ એક બપોરે લેડી બ્રુકપોર્ટે વુડગાઇન કોટેજની લીધેલી અણચીંતી મુલાકાતને લગતો હતો.

આઇરીન તે દહાડે પોતાની માતાને મલવા આવી હતી અને તે ને મીસીસ સનો બાગમાં બેઠેલાં હતાં, આઇરીનનાં હોથમાં કંઇ સીવવાનું હતું અને મીસીસ સનો બેસીને લંડન જવાને લગતા ખૂશાલ ગપ્પા સપ્પા ચલાવતી હતી, જે આઈરીનને કંટાલો ખવાડતું હતું; તેને ગનસે તો ગામડેની તે સુખવાસી જીંદગી ખલાસ થવાનો વિચાર મોહોત કરતાંબી નપેતર હતો. તેટલાં એક ગાડી તેઓનાં ગરીબ ઘર તરફ ખેંચાઇ આવી અને લેડી બ્રુકપોર્ટ તેમાંથી ઉતરીને સીધી તેઓ આગલજ બાગમાં ચાલી આવી, અને આઇરીનની મોટી અચરતી વચ્ચે મીસીસ સનોને ગાલપર ચુમી લીધી જે પછીજ તે ખુરશીમાં બેઠી.

"મેં ધારેલુંજ કે તું અહી આવશે, ડીયર,"તેને આઈરીનને કહયુ" અને હવે વખતજ કંઇ નથી રહયો કરીને મેં ધાર્યું કે આપરી પાર્ટીમાં કોણુ કોણુને તું ને મીસીસ સનો

તેડવા માંગોછ તેઓના નામ ને ઠરઠેકાણા મને લખાવશો? વરી મેં હુમણાંજ સમજ્યુંછ કે કાલે દરજી તાહુરો ડરેસ ફીટ કરવા આવશે."

"માહુરો-ડ્રેસ?" લાલ થતાં અચકઇને આઇરીન બોલી. "મેં કંઇ ડ્રેસ નથી સીવવા આપ્યો?"

"નહી, ડીયર, પણ મેં તાહુરે વાસ્તે આપ્યોછની," હુર લેડીશીપે મીઠાસથી કહ્યું. "શુદ્ધ સફેદ સૅટીનપર પોતીઆ રંગની છાંટવાલો તે છે; નહી આભાર બાભાર કંઇ નહી, એ તો માહુરો ફાંટો હુતો." આઇરીન આભારમાં કંઇ બોલવા જતી હુતી તેને અટકાવીને તે ભલી સ્ત્રીએ ચાલુ રાખ્યું. "હુવે તમારાં દોસ્તોનું લીસ્ટ જોઇએ. લેડી લીડ-સ્ટોનને મોડે તો ઇનવીટેશન કબુલ રાખ્યુંછ. પણ સર રેકા-ઈલ પ્રેસ્ટા, ગ્રીલોટી અને ડેરલ, એ ગાનારાઓ—કદાચ તમે મને તેઓનાં એડરેસ આપી શકશો? વરી પેલો જર્નેલીસ્ટ, મીસીસ સનોએ કહેલો તે, અને ક્રીટીક, જે તમો તરફ અગઉ માયાથી વર્ત્યો તો તેનુંબી સીરનામું લખાવજે."

"તમે માયજી, લેડી બ્રુકપોર્ટને કહ્યું! કાહુરે?" આઇરીને શંકાશીલ બનીને મીસીસ સનો તરફ જોતાં પુછ્યું.

"ઓ, હુમે જરા નિરાંતે થોડીક વાતચીત કરતાતાં, ડીયર!" લેડી બ્રુકપોર્ટે અચકાયા વગર વ્હાલથી મીસીસ સનોના હાથપર પોતાનો હાથ મુકતાં કહ્યું. પછી નોટ બુક કહાડીને તેમાં જોઇતી કરતી ખબર લખી લઇને તે પછીથી તે ભલી ઓરત જલદીજ જતી રહી.

"માયજી, એ બધું શું થાયછ તે હું મુદ્દલગ સમજી નથી શકતી!" તે પાલક મા બેટી એખલાં પડતાં આઈરીને ગુસ્સામાં પુકાર્યું.

"માહરા વ્હાલા ભરથાર કહેતા તા કે આપરે થોડાં કે ઘણાં ચેસબોર્ડ પરનાં સોટકાંને મલતાં આવ્યેછ," મીસીસ સનોએ પટામણા સાહદે જવાબ કર્યો. "ફરક માત્ર એટલોજ કે ખુદા રમનારાંઓને ભોમીઓ બનીને તે લોકને ઘેરી જાએછ. આપરે જેબી કંઇ કરીયેછ તે તું જોશે કે, દીકરી, સારાનેજ કાજે."

મગર, મગરૂર આઇરીન, તે ભરમ જે તેને પોતામાં ગરક કર્યો જતો હતો એમ તે માનતી હતી અને તેથી તે ઘણી ખીજવાતી હતી; તે જરાબી એ ખુલાસાથી ધીરજ પામી નહી.

## પ્રકરણ ૧૬ મું.

બ્રુકપોર્ટ કાસ્ટલમાનો આઇરીનનો છેલ્લો દહાડો આવી લાગો. બીજી સહવારે તે વુડબાઇન કોટેજમાં પેકપુક કરવા જનાર હતી; કેમકે મીસીસ સનોએ તે બધું એખલે હાથે નહી થશે કરી કહયું હતું; જે પછી તેઓની લંડન તરફની ઉઠાંગરી થનાર હતી.

લેડી બ્રુકપોર્ટે આઇરીનને જણાવ્યું હતું કે બધાં લોકે તેઓનાં ઇન્વીટેશન કબુલ કર્યા હતા; અને લેડી લીડસ્ટોનને તેણીની દીકરી અને ડચેસ ઓફ સાર્ક પાર્ટીની સાંજે ડીનર અગઉજ આવી પુગનાર હતાં, અને સર રેફાંઇલ પાસ્ટા, સીસોટી, ડરેલ બાઉટનવાલા અને બીજા બધાં બ્રેન્ડવેલ પાર્કમાં ઉતરેલાં હતાં. તેઓનેબી ડીનર પર તેડવામાં આવ્યાં હતાં.

"ડચેસ એ બધાં આર્ટીસ્ટોમાં ઉલટ ધરાવેછ," તેને ખુલાસો કીધો. "અલબત તું તો હમારી સાથેજ જમશે, અને સર રેફાઇલ તુંને ડીનરપર લઇ જશે." તે સમજતાં આઇરીને પોતાની નાખુશી બતાવતાં તેને ઉમેર્યું. "શું? તુંને નહી ગમતું? માટે નીરાશ થશે. એને તો તાહરે વાસ્તે એક મજહનું કાગળ લખેલું છે, તુંને મલવાનાં વિચારે એ પુર ખુશીમાં આવી ગઇછ. કોઇબી રીતે તુંને એને ભવિષ્યમાં એક બીજાંની કમ્પનીની મોજ ચાખવાનો ઘણો વખત મલશે. જો તું ખરેખરજ ડીનરપર નહી આવવા ઇચ્છતી હોય તો પછી હું તે માંડી વાલશ." આઇરીનની મરજી સાચવતાં તેને એવા તો કંઇ મલકાતે ચહેરે તેણી તરફ જોયું કે તેથી બીચારી આઇરીન ખરેખર ઘણી મનમાં ગુંચવઇ ગઇ.

"એ બધું હવે લગભગ પુરૂં થયું તેથી હું ખુશીજછું," આઇરીને વિચાર્યું. તે પોતાના ઓરડામાં લેડી બ્રુકપોર્ટની 'મેડ' ને સારૂં તેને તૈયાર કરવા આવનાર હતી. તે બાળાનું જીગર સીસાં જેવું ભારી થઇ ગયું હતું; તેટલાં બારણાપર

ટકોરા પડયા અને જ્યુડીઠ પેલી 'મેડ' હાથમાં એક ફુલના મગમગતા તોરા સાથ દાખલ થઇ.

"હીઝ લોર્ડ શીપે આંય તમારે વાસ્તે મોકલ્યોછ, મીસ," તેને ખુલાસો કીધો, "અને તૈયાર થઇને લાઇબ્રેરીમાં જઇને એવન વાસ્તે ખોટી થવા તમોને કહેવા કહયુંછ. ડીનર ખલાસ થતાં તેવન તાંહ આવશે. હું આવતીતી તાહરે :સુપ લેવાનો હતો. આપનને જરા ઉતાવલ કરવી પડશે, મીસ!" તે પોરી બોલી.

તે 'મેડ' તેને ડરેસ કરાવાની તૈયારી કરતી હતી તેટલાં આઈરીને તે તુરો ફેરવી ફેરવીને તપાસ્યો. તે જુદી જુદી જાતની સફેદ લીલીઓનો એક તોફો ઝુમખો હતો, અને તેનું હેન્ડલ નકસીદાર ચાંદીનું હતું જેમાં મોતીઓ જડેલાં હતાં.

"એ છુટા પડવાની એક ભેટ," અરધા દલગીર ને અરધા ચેષ્ટાભર્યા મલકાટ સાથ તે મગરૂર સુંદરીએ વિચાર્યું. "મને ચેક લેવા લાઈબ્રેરીમાં તેડાવીછ—માહરી ચાકરીનો પગાર ચુકતે કરવા. વેલ, જાહેર જીંદગીમાં ફરીથી જતાં એક સંતોસ એ છે કે કોઈ દહાડો હું કોઈની નોકરડીથી ઉંચી પદવી પામશ. કોઈ આસામીની અંગત ચાકરડી થવાનાં કરતાં જાહેર આલમની નોકર થવાનું બેહતર છે. જો તે શ્રોતાજનોને સંતોસ આપવામાં ફતેહ પામેછ તો તેઓ તમુંને સમજવાજ નથી આવતાં પણ તમારી તરફ જરા માનથી વરતેછ."

'મેડ' તેને તૈયાર કરી જતી હતી, તેને તે ફરોકનાં કકરા ત્રેનનાં ફોલ્ડસને છેવટની મરોડ આપી, પછી તે પોરી

તેને વખાણુની આંખે જોતાં બબડી. "એ એક સુંદર ગવન છે, મીસ—અને તમે તેમાં ઘણાં સુંદર દેખાવોછ!"

"હું ઈચ્છુંછ કે એ તાહરો હુતે, જ્યુડીઠ," આઈરીને આખે કદનાં આરસીના તખ્તામાં તે ઉંચો પુટલાં જેવો પ્રતિમા શાહજાદી જેવાં મનોહર માથઃ સાથનો જોતાં કહ્યું. તે ખુબસુરત હુતી—તે તે જાણતી હુતી. મગર તે ખુબસુરતી તેને શા ખપની હુતી?

"માહુરા જેવી તજાયલી, નહી જણાયલી, માટે તો એ ખુબસુરતી અકારી અને મજાકજ નહી, મગર એક જાતનું વીખ છે!" હેઠે જતાં તે કડવાસથી મનમાં વિચારવા લાગી.

લાઈબ્રેરીનાં બારણાપર ટકોરા મારતાં તેને અરધી આશા બાંધી કે લોર્ડ બ્રુકપોર્ટને ખોટી કરવામાં આવ્યો હોય, મગર તેટલાં તો તે બોલ્યો કે "અંદર આવ!" અને તે તાબે થઇ.

મોટી બારીઓપર ભારી પરદાઓ ઢાંકવામાં આવ્યા હુતા. તે અંધારી લાઈબ્રેરીમાં રાઇટીંગ ટેબલ કનેની મુકેલી બતીથી સેજ અજવાલું ચોપાસ પડતું હુતું. તે લખતો બેઠેલો હુતો. બતીનો ઉજાસ તેના ચહેરાપર પડતો હુતો, જે, તે અજવાલાંમાં મોહોત જેવો પ્રીકાસ દેખાડતો હુતો, જો કે તેની આંખ્યો તેજમાં પુરતી સજીવન હુતી.

"આવવા માટે તમારી મેહેરબાની!" તે બોલ્યો. "જરા અહીં બેસશો?" તેને એક ખુરશી તેણી વાસ્તે ખેંચી,

પછી અચાનક ફરતાં તે બારણાં આગલ ગયો અને કલમાં કુંચી ફેરવી.

"કોઇ આપુનને ખલલ નહી કરે કરીને મેં બારણાંને કુંચી મારીછ," તેને પોતાની જગોમાં પાછું બેસતાં ખુલાસો કીધો. "હું તમોને જાસ્તી વખત ખોટી નહી કરશ. એક કારણ મેં તમોને તેડાવ્યાં તેનું આંય છે." તેને એમ બોલતાં કુંચીઓનો ઝુમખો ઉંચકયો, તેબલનાં એક ખાનાંને તે લગાડી, અને, તે ખુલતાં, તેમાંથી એક ચપટો મોરોકકો કેસ કહાડયો. તેની એક, તે પછી, ચાંપ દાબી, કે ઉપરનું ઢાંકણું ઉઘડી ગયું, અને ફીક્કા બ્લુ મખમલની ગાડીપર તેણીએ એક મોતીનો નેકલેશ જોયો.

"એ તેણીનો હતો," તે ધુજતા સાહદે બોલ્યો. "એ હવે તાહરો થાય એમ હું ઇચ્છુંછ."

"ઓ, હું એ લઇ નહી શકું!" આઇરીન બોલી ઉઠી. તેણીનું બાળક જીગર જોશમાં ધપકારા મારતું હતું.

"કાંય નહી?" વિચિત્ર રીતે તેણીને ટીકતાં તેને પુછયું.

"આંય મોતીઓ ઘણાં મોઘાં છે!" તે અચકી અચકીને ઘભરાતાં બોલી.

"તું શું પ્રખ્યાત ગાનારી નથી? એક 'ત્રીયાડોના' આવી નજર કબુલ રાખેછ," તે બોલ્યો, તે દીસ્તી રીતે લાગણીઓને કાબુમાં રાખવાની જેહેમત કરતો હતો. "મને

તાહુરાં ગલાંમાં પહેરાવા દે," તેને ઉઠીને ઉભો થતાં અને તે નેકલેસ તેની બેઠકમાંથી ઉચકતાં તેને ઘાડા અવાજે કહયું. તેને ઘભરાતાં પુછયું.

તે મક્કમતાથી ટેકાને માટે ખુરશીની પીઠને અઢેલી પડી.

"હું એ નહીજ લઇ શકું," તેને મજબુતાઇથી વાંધો ઉઠાવ્યો. "તમે મને થોડુંક સુધી પહેરવા આપો તે માટે હુ વાંધો કરતી નથી, મગર હું એ રાખી શકશ નહી."

તે સમજતાં તેના ચહેરાપર શાંતી ફેલાઇ અને તેની આંખોએ નરમાસ પકડયો. "એનો આંકડો પોતાં હું જાણું છ," તે બબડયો.

તે આગલ આયો, તેણીની સુંદર ગરદન આસપાસ મોતીઓ લપેટયાં, અને તેના ચાપડા 'કટ' દઇને બંધ થતાં સમજાયા પછી તેણીએ તેને એક ધીમી ચીસ હીંમત છોડી દીધી હોય તેમ પાડતાં સમજી.

"તમે મને કંઈ ઇજા નથી કીધી," સંદેહમાંથી મુક્ત થતાં, તે બોલી. જરા વારે તે ઘભરાટમાં ઉઠીને ઉભી થઈ, કેમકે તે દારૂ પીધેલા માણુસ માફક લપેડા ખાતો ઓરડાને બીજે છેડે ગીયો અને એક ખુરશીમાં ઢપ દઇને બેસી ગીયો.

"શું છે? તમે બીમાર છો?" તેના મોકલેલા ફુલ પટકી નાંખતાં અને તેની ધસી જતાં તેને પુકાર્યું. "હું મદદને વાસ્તે ઘંટ વજાડું કે તમારે વાસ્તે પાણી લાઉં?" તેને ગભરાતાં પુછયું.

થોડીક પલ તેને શ્વાસ લેવાની મહા મેહેનત કીધી, પછી તેના ચહેરાપર જરા રંગ આવેલો લાગો.

"નહી!" તે બોલ્યો, "મને ગફલતમાં કોઈ ચીજની યાદ થઇ. હું જરા મુર્છ થયો–બસ એટલુંજ," તેને વધાર્યું, અને પોતાનો હાથ લાંબો કરીને તે સુંદરીનો બરફ જેવો કર પોતાનામાં અતીશય હેતથી પકડયો જેથી તે બાળા વધુ બીહુ ગઈ.

એમ તેઓ એકાદ ક્ષણુ ઉભા, જે તે ઘભરાયલી મધુરીને એક જમાના જેવી લાગી. તેને તે બાળાનો નાજુક કર પકડેલો હતો, અને તેણીના મોહનાપર નીરખીને જોતો હતો, તેણીના દિલમાં અગાધ મનોભાવ ઉછાલા મારી રહયો હતો જેથી તે ગરીબ કન્યા ધાસ્તી ખાતા અશકત જેવી બની ગઈ.

"તમે બેટર લાગોછ, અને હવે હું તમોને છોડી જઈ શકુંના?" જરા વારે અંતે તેઓ વચ્ચે ફેલાયલી ચુપકીદી તોડતાં તે ધ્રુજતા સાહદે બોલી. "મને કોઇને મોકલવા—"

"એક મીનીટમાં તું જઇ શકશે," હાથ છોડવવાની તેણીની કોશેશ સામે થતાં, તેને જવાબ કર્યો. "જલદીજ— જેવી જલદી તું મને આંય ઓરડામાં આજે રાતે દશ વાગે હાજર થવાનું વચન આપે તેવીજ. અગીઆર પછી તો હું તુંને સપર સારૂં લઇ જવશ. મગર તે અગઉ હું તાહરી સાથ અને એક બીજા શખશ સાથ વાત કરવા માંગુંછ."

"બીજો શખશ?" તે અચરત થતાં પાછું બોલી; "લોર્ડ બ્રેન્ડવેલ તો નહી, હું આશા રાખું છ?"

"હું નામ નહી કહેવશ," તે બોલ્યો. "તું આવશે એટલુંજ હું તાહરી પાસ માંગી લેઉં છ. તેટલાં, હું તુંને માહરા બોલપર કેહું છ કે તે વખતે તું જે સમજશે તે તુંને નાખુશ કરનારૂં થવાનું નથી. એટલું શું પુરતું નથી?"

તેના કગલતા અવાજથી તે છોકરીને દિલમાં ઘણું લાગી આયું.

"તમારી તરફથી એટલું પુરતું છે," તે બોલી.

"તાહરે લેડી બ્રુકપોર્ટને જઇને મલ અને તાહરા પોતાના પરોણાઓને રીસીવ કર." તેને ઉભો થતાં કહયું. "હું સારા દશે અત્રે રહેવશ."

તે ફરી ગઈ, એકાએક બાજુએ ફેંકી દીધેલાં પુલ ઉંચકયાં, અને તેને છોડી ગઈ.

ચકિત બનેલી ને ધ્રુજતી ઠડરતી, તે કોરીડોરમાંથી પસાર થવા લાગી. જગ જાહેર થયલો બ્રુકપોર્ટ કાસ્ટલનો ઓરડો-બ્રાઉન ડરોઇંગ રૂમમાં પુગતાં ધીમો મ્યુઝીકનો અવાજ તેના કાનને આવી અથડયો.

આ દીવાનખાનું ખાલી હતું. બેધ્યાણુપણે તે ભુલી ગયલી લાગી કે લંડનથી ઓરકેસ્ત્રા ખાસ ઇનગેજ કરવામાં આવ્યું હતું. એકાદ પલ તેની નજર પહેલી લેડી બ્રુકપોર્ટની સબીપર પડતાં તાંહુજ ચીટકી રહી-તે પટલો, ખુબસુરત

છોકરવન, સફેદ કપડાંમાં સજ થયલો પ્રતીમા. તે સઔ ધ્યાન ખેંચાય તેવી જગોમાં મુકવામાં આવી હતી અને ખુણુંઓમાં ગોઠવી મુકેલી રીફ્લેકટોરની રોશનીથી તે દીપી રહી હતી, અને તેના પગ આગળ બરફ જેવાં સુંદર ફુલોનો ઢગ મુકેલો હતો.

"કેવો દિલ ખુશ કરનારો ખ્યાલ." તે ચળકતા ખુબ-સુરત ચહેરાપર જોતાં તેણે વિચાર્યું.

તેના તનબદનમાંથી તેટલાં અચાનક એક ઝણઝણાટ-ભરી ધ્રુજરી પસાર થઈ જતાં તે અટકીને ઉભી રહી ગઈ, તેને શરમથી પોતાના ગલાંપરનાં મોતીપર સફેદ તલબવાલો હાથ ધાંકી દીધો, કેમકે તે તેને સઔમાં ઓલખ્યો હતો.

તેટલાં મ્યુઝીક જોરથી વાગવા માંડ્યું અને તે તેથી તાંહુથી ઉતાવળે ચાલીગઈ.

"જો એ બીચારીએ જાણ્યું હોતે કે એક દહાડો એવન તેણીના માનીતાં મોતીઓ પોતાની બીજી બૈરીની ગવરનેસને આપશે તો!" તો તે દુઃખી દેમાગે તે ગુજરેલી પહેલી પરણેતરનો વિચાર કરતાં પટપટી. "કદાચ કુવારી જીંદગીજ આખર કરેને વધુ સારી હુશે." લેડી બ્રુકપોર્ટને વાઇટ ડ્રોઇંગ રૂમના દરવાજામાં નાદ્દલી "જેવી મેદની વચ્ચે જોતાં અને તેવન આગલ જવા રસ્તો કરતાં તે મનસે બોલી. "તાહુરેજ મોહીનીમાંથી મુકતી મલેછ અને ઈંદ્ર જાલમાં નહી ફસવાથી ઓછું દુઃખ સહન કરવું પડેછ."

વાઇટ ડ્રોઇંગ રૂમ એક મોટો ચોખંડ ગંજાવર ઓરડો હતો! લેમાં લુંઇ રાણીના કોચો ને ખુરશીઓ સફેદ મખમ-

લથી કવર થયેલા ગોઠવેલા હુતા, અને સફેદ પરડાઓને સુનેરી ઝાલર ઢાંકેલી હુતી. ખાસ આંય પ્રસંગ માટે સફેદ ગ્રાન્ડ પ્યાનો ઓરડાની વચમાં ઉભા કીધેલા પ્લેટફોર્મ પર મુકેલો હતો અને છોડવાઓથી તેને ઘેરી લેવામાં આયો હતો. આઈરીને પસાર થતાં તેની તરફ બીહુકની એક નજર નાંખી કેમકે એક નાખુશ વિચાર તેના મનમાં ઉપજ્યો હતો-જો તેણીનો રાગ બીજી વખત દગો કરે તો? જો ઓરડામાં ભેગાં મળેલાં લોકો ફરીથી બીજી વખત તેને હલકી પડતી ને હુરીઓ થતી જોવાજ ભેગાં થયાં હોય તો?

મગર સારાં નસીબે એવી બીહીકોને તેની પર ગલઓ કરવાનો વખત મલ્યોજ નહી, કેમકે તે પલે, સીલ્કને સેટી-નનાં ફીક્કા બ્લુ ગવનમાં સજ થયલી લેડી બ્રુકપોર્ટની નજર તેણી પર પડી, કે તે પોતાની પાસે ઉભેલી બે ચાર બાનુઓ તરફ ફરી, અને બીજી ક્ષણમાંતો એક મનોહર આકાર નીર્મલ ગોલાબી કપડાંમાં વિંટલાયલો તેણી તરફ ચાલી આયો.

"યુ ડારલીંગ! તુંને જોવાને જાણે એક જમાનો વહી ગીયો હોય તેવું લાગેછ! માયજીબી આયાંછ, અને તુંને મલવા અધીરાં બની ગયાંછ. કેવી ઉંચી તું થઈછ! પણ કેવી પટલી!" લેડી મોદ બોલી.

આઈરીને પોતાને જલદીજ એક ગરૂપની મધ્યબિંદુ થઈ પડેલી જોઈ—લોર્ડ અને લેડી લીડસ્ટોન, ડચેસ ઓર ગાર્ક ચલકતાં લાલ ગવનમાં હતી,તેણીની લેસની તોપીમાં હીરાઓની વચ્ચે લાલ મોતી ઝુલતાં હતાં, અને સર રેફાઈલ

પેસ્ટા ખુશ બનીને સુન્નાંની ક્રેમનાં આઈગલાસમાંથી તેણીને ભોપતો હતો.

"તમારા રાગેનાં સુધારા માટે મને મુબારકબાદી આપવા દો!" તે બોલ્યો, મગર તેનો અવાજ ડચેસનાં આવકાર આપતા ઝીણા અવાજમાં ડુબી ગયો.

"હું તો માનતીતીજ કે ગવરનેસનાં કામથી તું જલદીજ કંટલઇ જશે!" તે મોટેથી બોલી. તે પોતે બેહેરી હતી એટલે બેહેરાં માણસોમાં અકસર કરીને બધાંનેજ બેહરા સમજવાનો જે અવગુણ હોય છે, તેથી તે ઘરડી નિરાલી નહી હોવાથી તે મોટેથીજ બોલતી હતી. "લેડી બ્રુકપોર્ટની દીકરીઓ ભલે ને દાઢી ને સંપુર્ણ હદ સુધીની ભલી હોય અને હું માનુંછ કે તે લોક તેવીજ છે, મગર તાહરા જેવી એક મીઠો કંઠ ધરાવતી કાબેલ ગાનારી તેઓને શીખવવા જાથુકની રહેજ નહી."

આઇરીન, ડચેસના રીમાર્કથી લાલ થતાં, ફરી જતી હતી, તેટલાં એક વખતનાં પોતાના માયાલુ 'ટીકાકાર' દોસ્ત, મી૦ જ્યોનસન સાથ મોહને મોહનું થઇ ગઈ.

"ડચેસનાં મત સાથ હું તદન મલતો થાઉછ," તેઓ હાથ હીલવતાં બોલ્યો. "કલાવંત તમે છેઓ. હું ધારૂછ કે તમારો રાગ ખરેખર સુધર્યો હોશે! પાણીના પરપોટા માફક તો નહીની? તાહરે તો સારૂં! એકાદ બે અથવાડયાંમાં તમોને લંડનમાં પુર બહારમાં જોવાની વારેવાર જોઉંછ. તમે જાણોછની? હવે શીયાલાની સીઝન વહેલીજ શહરૂ થાયછ."

"કેમ છેવ, મીસ સનો? કોઇ બીજાને તો જરા બોલવાની ટક આપ, જોનસન, એક વખત તો જરા વિચાર રાખ!" મી૦ બાઉટન બોલતા સમજાયા.

મીસીસ બાઉટન તેટલાં ધરપચ કરતી આવી લાગી અને માતાજી રીતે આઇરીનને બેઉ ગાલપર ચુમી લીધી. પછી સર રેફાઇલ, ડાર્ક ને હેન્ડસમ ઇટાલીયન 'ટેનૉર' સોલીટીને અને ધંભીર ફ્રેંચમેન ડરેલને લઇ આયો. મી૦ જોન્સ તેઓ સાથ, મીસીસ સનોને એસ્કોર્ટ કરતો આવી જોડાયો, જે પોતાના સઉથી સારા કાલા ગવન અને લેસની કેંપમાં સજ થયલી હતી; અને તાંહ એટલી બધી સામટી વાત થવા લાગી કે જ્યારે લોર્ડ બ્રુકપોર્ટ તેણી તરફ નરમ રસ્તો કરતો આવતો દેખાયો તાહરે તે ઘણી નીરાંત પાંમી.

"ઘણુા ખરા પરોણાઓ આવી ગીયાછ, હું ધારૂંછ કે, એટલે આપરે હવે શહરૂ કર્યે." તેને ધીમે સાહદે કહયું. "તું શું કહેછ?"

"તમોને જે ગમે તે કરવા હું તઇયાર છું," આઇરીને જવાબ આપ્યો.

"તાહરે તો, સર રેફાઇલ, મીસ સનોનું અકમ્પેનીમેન્ટ 'પ્લે' કરશો?" હીઝ લોર્ડ શીપે તે ઇટાલીયન કન્ડકટર તરફ ફરતાં પુછયું.

"હા, સાહેબ, ઘણી મોટી ખુશી સાથ!" સર રેફાઇલે ખરાં દિલનાં જોસથી કહયું.

પછી આઇરીને પોતાને લોર્ડ બ્રુકપોર્ટ સાથ તે ઓરડો બતાવતી જોઇ, અને પ્લેટફોર્મ આગળ પુગતાં તે ઝડપથી ઉપર ચહડી ગઇ. ફરીથી બીજી વખત તે ગમ્મી આંખ્યોનુ આકર્ષણ થઇ પડી હતી. ફરીથી બીજી વખત તેને ગાતી સાંભળવા એકઠા મળેલા લોકો વચ્ચે તે ગાનારીની સ્થિતી ધારણ કરીને પડી હતી.

સર રેફાઇલે વેબરનું "ઓશન, ધાઉ માઇટી મોન્સટર"ની શરૂઆત કીધી કે મ્યુઝીક તેણીના હાથોમાં ધ્રુજવા લાગું! જે લોર્ડ બ્રુકપોર્ટે તેના પહેલા ગીત તરીકે પસંદ કીધું હતું. પવનથી હીલતા એક પુલના કયારા પેઠે તે રંગબેરંગી ભપકાદાર ઠઠ તે સુંદરીની આંખ્યો સાંમે ઝાંખી ચલકવા લાગી. તેટલાં તેની નજર બારણા આગલ ઉભેલા એક મરદ પર પડી, કે તે મગરૂરીથી હીંમતવાલી ને મક્કમ બની. તે હેરોલ્ડ હતો, ઘંભીરાઇથી એકાગ્રહ ચીતે તે તેણીની આંખ્યોમાં જોતો હતો. તેના આવવાની તે છોકરીએ કદાચજ આશા રાખેલી, જો કે તેને લોર્ડ બ્રુકપોર્ટના પ્લાન તેને આર્ટીસ્ટીક જીંદગીમાં પ્રખ્યાત કરીને મોકલવાનાં વિચારમાં ઘણો ટેકો આપ્યો હતો.

તે છોકરીએ તેને પોતા મુજબ 'જજ' કીધો હતો, અને જો તે તેની જગોપર હતે, ખાતરીથી માનતી હતે કે, હેરોલ્ડ બ્રાઉન સાથનાં સાટાં મુજબ તે લોર્ડ બ્રેન્ડવેલને જરાબી માન્ય કરશે નહી, તો તે ખચ્ચીત તાંડુથી અલગજ રહી હતે.

મગર હવે જ્યારે તે તાંહ આવ્યો હતો—કદાચ એવી આશામાં કે તેણીની ઉમેદ ફરીથી બીજી વખત કચડઇ જશે, કે તેનો રાગ ફરીથી 'ફેલ' થશે અને અસરકારક રીતે તે મગરૂર આપ અખત્યારી તે મેલવી શકશે નહી એવું પુરવાર થશે—તો તે તેને દેખાડશે કે તે તેના અનુમાનમાં છેતરઈ નહી હતી અને તે પોતાની શક્તી માટે પતરાજીખોર બની ને પોતાની ગણુત્રીમાં ભુલી નહી હતી.

શાંત થઇ ને પોતાના કામ માટે હીમ્મત ધરતાં તેને ગાવા માંડયું, તેણીનો નીરમલ, મીઠો રાગ, તે મોટા ઓરડામાં ભેગાં મળેલાં સાંભળનારાઓમાંથી નેહેસ્ત પરની અસર કર્યાં વગર રહી શકયો નહી. તેને એક 'એરીઆ' એવી લાગણી એવી ફત્તેહભરી ખુશાલી ત્યાગ કરીને ગાયો કે શાબાશીનું એક નાલ્લુ જેવું તુફાન તે પોતા પાછળ ઘસડી લાયું. તે ગામડાંમાં 'પેલ્લી અજબ જેવી લોર્ડ બ્રુકપોર્ટની બવરનેસ' વિસે લોકોમાં ખુબ વાત ચરવઇ હતી. લોકો કેહેતાં કે આંય કોઇ ખોખરા અવાજવાલી કોન્સર્ટોમાં ગાનારી તેની નવી ઘેલચ્છા હતી. અફવા પુછતી કે, તે ચકાસેલા ઉમરાવ તરફથી કેવી આશા રખાય, પહેલે એક દિવાનો ફાંટો ને પછી બીજો? લઈ ચલાવવાનાં શુભ હેતુથી તેઓ તેનાં તેડાંને માન આપીને આયાં હતાં, ગોંયમાં કે પંખાઓ પછવાડે હસવા તૈયાર બની ને, છુપી રીતે ઠઠા મશકેરી કરવા જ્યારે મોહનાપર તો વાહ વાહ પુકારવા ને તે ચસકેલને મસકા લગાડવા તૈયાર થઇનેજ આયાં હતાં—ખરેખર, તેઓ આવી એક મોટી ફત્તેહનાં પરિણામ સીવાય

દરેક ચીજ વાસ્તે તઈયાર બનીને આયાં હતાં.

આઈરીનનાં ગાનાથી જ્યારે આવી ઉશકેરણી ફેલઈ હતી તાહરે બીજા ગાનારાંઓને થોડોજ ચાન્સ હતો. બધાંને સમજંવામાં આવ્યાં, પણ જેમ તેમ આઇરીને 'જ્યુએલ સોન્ગ' એખલીએજ ગાયું, પણ 'ફોસ્ટ' માંનો લવ ડયુએટ શીલોટી સાથે ગાયો, તાહરે બેકરારી ને અસંતોષી ધીમી હીલચાલ વાઈટ ડરોઇંગ રૂમમાં સમજાવા લાગી અને ધીમો ગણગણાત બહારનાં સેલુનોમાં ને કોરીડોરમાં ફેલઈ રહયો જે ચોક્કસ અધીરાઇ દેખાડતું કે, લોકો તે સુંદર ગવૈયનને એખલીનેજ સાંભલવા આતુર હતા.

જે પછી તે સાંજનું સેન્સેશન આયું. લોર્ડ બ્રૂકપોર્ટની ઇચ્છાથી—આઇરીન ગાનાર હતી—તે 'એરીઆ' જે ગાતાં ગાતાં અચાનક તે પોતાનો રાગ ખોહી બેઠી હતી.

તે પ્યાનાં નજીક બેઠી હતી, ફર્નસને ઑરકીડસનાં ઝાડો વચ્ચે, તેણીની બાજુમાં સર રેફાઇલ હતો, જે અચરતીને વખાણથી માનતો કે 'આંય નાહ્લી છોકરી' સામે ઝળકતું ભવિશ પડેલું હતું અને તે તેથી નફામાં તેણીની વખાણ ને સ્તુતી ગાવામાં પડયો હતો. તેની તે બકબકને બેધ્યાનપણે સમજતી તે સુંદરી બેઠી હતી, કેમકે હવે અઘરો રાગ, 'હીઅર મી ઇસરાઇલ' ગાંવા પડવાનાં ધડક ધુજરાનાં ઉંડાણમાં તે બાપડી ઉતરી ગઇ હતી. તેટલાં જોવા કરતાં તેને લાગ્યું કે તેનો મુરબી તેણી તરફ રસ્તો કરતો ચાલી આવતો હતો. તે ઘણો ફીકકો દીસ્તો હતો. તેની પ્રકાશીત

બ્લુ આંખ્યો આસપાસ ડાર્ક ચકરડાં પડયાં હુતાં. તેને તરત મનમાં લાગું કે એ આંખો કોઈ બીજી સારી રીતે તેણીને જાણીતી આંખો સાથ મલતાપણું ધરાવતી હતી મગર કોણુની? કાંહુ-અને ક્યારે તે તેને એટલી પરિચયવાલી થઇ પડી હુતી?

"હુવે જરા સખ્ત લડઇ આવેછ!" તેને આગળ આવીને ધીમે અવાજે તેણીને કાનમાં કહ્યું. "જેવું એ પુરૂં થાય કે, મેહેરબાની કરીને માહરી પાસ લાઇબ્રરીમાં આવજે."

તેને ડોકુ નમાવીને 'હા' કહી, કે તે જતો રહયો. સર રેફાઇલ તેને જરા વારમાં પ્લેટફોર્મપર લઇ ગયો, અને તેનેથી જે આશા રાખવામાં આવતી હતી તે વિચારથી શાંત રહીને, તેણીએ તે ગીત શહરૂ કીધુ. તેણીએ તે અઘરૂ ગીત નેકીભરી નિરદોષતામાં એવી તો ઉત્તમ કિસમે કંઇક રહસ્ય ભેદ ગાયું!

તે ઘંભીર ચુપકીદી વચ્ચે સમજાયું, અને પુરૂં થતાં એકાદ બે પલ તો એવી શાંતી શ્રાતાજનોમાં વ્યાપી રહી કે તેઓને રાજી કરવામાં નિષ્ફલ નીવડી હતી એ બીહુકે તે બાલા મોહુત જેવી ફીક્કી પડી ગઇ. મગર જરાવારમાં એવો તો તાલીઓનો ગગડાટ વરસી રહયો કે જેવો લોકોનાં જીગરપર અસર થતાંજ સમજાય છે. તે તેને સ્વીકાર કરતાં નમીને પ્લેટફોર્મ પરથી ઉતરી ગઇ. સર રેફાઇલે પાછી આવીને લોકોનો ઉશકેરાટ નરમ પાડવા તેને હાંકે હાક મારયા મગર તે તેને જણુઇજ નહી.

આઈરીન તો સીધી ઉતરીને તેને વખાણનારાં લોક વચ્ચેથી ચાલી ગઇ હતી, અને તાલીઓનો ગગડાટ નરમ પડે તે અગાઉ નાહનીને લાઇબ્રેરી આગલ જઈને પુગી હતી.

## પ્રકરણ ૧૭ મું.

આઇરીને લાઇબ્રેરીના બારણાપર ટકોરા માર્યા, અને દાખલ થઈ. તરતજ તે ગુસ્સામાં ઉભી રહી ગઇ, કેમકે અંદર જે બે મરદો ઉભેલા હતા તે લોર્ડ બ્રૂકપોર્ટ ને લોર્ડ બ્રેન્ડવેલ હતા.

"જે શખ્શને હું અત્રે મલવાની હતી તેનું નામ મેં તમોને પુછેલું, માહરા લોર્ડ" લોર્ડ બ્રૂકપોર્ટ તરફ જોતાં તે છોકરી બોલી.

"અને મેં તે ખાનગી રાખેલું," આગલ આવીને સભ્યતાથી તેણીનો હાથ પકડતાં તેને જવાબ આપ્યો. "મેં કહેલું કે તું અત્રે આજે રાત્રે તુને નાખુશ થવાનું કારણ આપે તેવું કંઈ નહી સમજશે. તે છતાં, શોક ખમવા તૈયાર થા."

આઇરીને ધાસ્તી ખાતાં પોતાના સુરંગી તરફથી પોતાના વ્હાલા તરફ જોયું. તે શાંત ને મઘન દેખાતો હતો. એનો મીનીંગ શું? હેરોલ્ડે તેબલની આગલ ખેંચેલી ખુરશીમાં ફસડઇ પડતાં તે બાપડીના સાંધે સાંધા ઘીલા થઇ જતા લાગ્યા.

"અહીં અમારી વચ્ચે બેસો, લોર્ડ બ્રેન્ડવેલ;" અર્લે એક ખુરશી તેબલ કને ખેંચીને પછી પોતે બેસતાં કહયું. તેં બેશક અટકલ તો કીધી હાશે, આઇરીન, લોર્ડ બ્રેન્ડ-વેલની અત્રેની હાજરીથી કે એવન દૈવયોગે તાહ્રી સાથ કરેલો કરાર બજા લાવવા અને તું કોણ છે તે તુંને કહેવા સમર્થવાન થયાછ!"

આઇરીન ઘભરાતમાં એકાએક ફીક્કી મારી ગઈ. હેરોલ્ડ તેના ચહેરાપરનો તે ફેરફાર જોતાં, કુદીને ઉભો થયો. અને પાસેની બીજી તેબલપરથી એક ગલાસ પાણી લઈ આવ્યો. નીચી નમેલી આંખો સાથ તેને તે કબુલ રાખ્યું, પાણી પીધું, અને ગલાસ તેને પાછું આપ્યું.

"એને કેહો, લોર્ડ બ્રુકપોર્ટ!" તેને કાલાવાલાથી માંગી લીધું.

"આઈરીન, માહરાં બચ્ચાં, હું જાણુંછ કે માહરી તરફ તું લાગણી ધરાવતી હતી," લોર્ડ બ્રુકપોર્ટે બોખરે સાહદે કહયું. "માહરી તરફ જો, ડીયર! તુંને નહી લાગતું કે—કે તાહરી અને માહરી વચ્ચે સાધારણ સ્નેહ સીવાય કંઈ વધુ હસ્તી ધરાવેછ?"

તે છોકરી બેભાન જેવી બનીને તેને ટીકવા લાગી. તેની આંખ્યોમાં જુસ્સાભરી આતુરતા હતી.

"આઇરીન, આંય એવન તાહરા પીતા છે!!" લોર્ડ બ્રેન્ડવેલે, પોતાની આંખ્યો તે સુંદરીના ચહેરાપર ટાંકીને, તેને વધુ ન ટવલાવતાં કહી દીધું.

તે અચરત બનીને વારા ફરતી તે બેઉનાં કોડાં જોવા લાગી; શું તેઓ દિવાના બન્યા હતા?

"એ બનવું અશકય છે!" તેને અવિશ્વાસથી તીણા અવાજે પૂકાર્યું. "તમે શું, તાહુરે; ત્રણ વખત પરણેલા?" તેને લોર્ડ બ્રુકપોર્ટને પૂછ્યું. તે પલે સારી સમજ, તે બીના હેરોલ્ડે જોડી કહાડેલી હોવાની અને લોર્ડ બ્રુકપોર્ટને ને જવાનની ફરેબી ઉશકેરણીનો ભોગ થઈ પડેલો માનવા કહેતી હતી. મગર તેનું દિલ તેને ગવાહ પુરતું હતું કે તે ખરૂં હતું. તે ઉમરાવ પ્રત્યેની તેણીને શરૂઆતથીજ થતી રહેલી લાગણીનો એ સીવાય બીજો કીયો અર્થ થઇ શકે?

લોર્ડ બ્રુકપોર્ટે પોતાની બેઠકમાં આગલ ધસીને તે કોમલાગીનો કર પોતાનામાં લીધો.

"નહી, તું તો માહરૂં પહેલું બચ્ચું છે!! ઓ, અરને-સ્ટાઇન, માહરી વ્હાલી દીકરી, મેં તુંને કદી મુવેલી માની નથી, અને ખુદાએ દયા કરીને તુંને પાછી માહરે સપુરદ કીધી છે."

તેને પોતાના હાથ પોહલા કીધા, મગર હજુનગી તે અચકઇને પાછલ હઠી. તે કેમએ અજબ જેવી વાત માની શકે? મુવેલાંઓ વરસો પછી જીવતાં થવાનુ તો વારતાઓ-માં કે નાટકોમાં આપણે અનુભવ્યે છીએ, જીવતી જીંદગી માંબી તે કંઇ તેમ બનતું હાશે? જો કે અંતકરણનો તે છતાંબી તે માન્ય રાખવા તે નાજનીનને લલચાવતું હતું.

તે ઉમરાવ તો તેણીનો પોતાનોજ વ્હાલો બાપ હતો એમ તેને ઠોક મારી મારીને કહેતું હતું!" પોતાને ઉપજતી બેહુદી લાગણીઓ વાસ્તે મનમાં ખીજવાતાં તે મીઠી બાળા અચકી અચકીને બોલી. તેને શું કબ્રસ્તાનમાં દાટવામાં ખથી આવી? શું તેની પ્રતિમાં સંગે મરમરના સ્તંભમાં નથી કોતરઇ? અને પેલી ટાવરમાંની તખ્તી-ઓ, કેવી શરૂમ ભરેલી મજાખ! જે નહી પુરવાર થઇ શકે તે ધારવાનું કેવું ઘાટકી!!

"તું અરનેસ્ટાઈન, હીઝ લોર્ડ શીપની વડી દીકરી છે એ તદન પુરવાર થઇ ચુકેલી બીના છે, નહી તો તુંને કદી કહેવામાં નહી આવતે!" હૅરોલ્ડે, પોતે તે પુરવાર કરી શકતો હોવાનાં, હર્ખથી તે બાલકીને ખાતરી આપી.

"સમજ!" લોર્ડ બ્રુકપોર્ટે માયાથી કહયું " કદાચ માહરી કેફિયત મનેજ કહેવાંનું વધુ સારૂં છે; જે પછી બ્રેન્ડવેલ પોતાની કહેશે. જ્યારે હમારા જોડ બચ્ચાં અવતરયાં તાહરે માહરી બૈરીએ એકને પોતે ધવડાવવા ઇચ્છયું, અને દીકરાને પસંદગી આપી, હમારા દીકરા અને વારસને, મગર અરનેસ્ટાઇન સારૂં એક નર્સ રાખવાનું નકકી થયું. માહરી પરણેતરની એક માનીતી દાયા હતી, જે એક પડોસીના ગેમકીપર સાથ પરણેલી હતી, અને તેને પોતાનેબી એક બચ્ચું હોવાથી, હમારી નાહની દીકરીને, નર્સ કરવાનું તેથી તેને માથે લીધું. આગ લાગી તેના થોડા દહાડા અગઉ તેનું બચ્ચું એકાએક ઉપલ્યાંમાં મરી ગીયું. તે દહાડા પછીથી

તે પોતાની રીતભાતમાં વિચિત્ર હિસવા લાગી. તે બધાં સાથે છીટાં છબતરાં સોહધતી હતી, અને તે ભયંકર રાત આવી તાહરે હું તેને વાસ્તે ઇંતેજાર થયો હતો. હવે બ્રેન્ડવેલ, તું અહીંથી તાહરી કેફિયતની દોરી ઉંચકી લે."

"તુંને યાદ છે મેં જે તુને પેલી ઇટાલીયન સ્ત્રી જેને તુંને તાહરી કહેવાતી માયના મરણ પછી રાખી હતી તેને વાસ્તે કહેલું તે?" હેરોલ્ડે શરુરૂ કીધું. "કેમ ડીટેક્ટીવોએ તેને શોહધી કહાડી હતી, તે ફરીથી પરણી ગયલી હતી અને તેણીએ પેલું નાહનું ભરેલું શુ મને આપ્યું, જેનો મેં ફોટો પડાવ્યો હતો? વેલ, તે ફોટો સાથની જાહેરખબર દેશોદેશનાં ન્યુસપેપરોમાં આપવામાં આવી અને તેની જોડીના બીજા માટે ઇનામ જાહેર કરવામાં આવ્યું હતું. એક દહાડો મને ન્યુકાસ્ટલ ઑાન ટાઇન જૂવાનો તાર મળ્યો. તેનું જોડીદાર 'શું' મલી આયું હતું.

"હું તરતજ ઉપડી ગયો, અને મેં રોકેલો એક ડીટેકટીવ મને તે ધરાવનાર ધણી પાસે લઇ ગયો. તે એક ઘરડો થવા આવેલો મરદ હતો, અને આગલનાં એક શેઠ, જેની નોકરીમાં તેને ઘંભીર પ્રકારની ઇજા થઇ હતી-બલકે તેના બેઉ પગ કાપી કહાડવામાં આવ્યા હતા. તેની તરફથી મલતા મુસારા પર તે નિર્વાહ ચલાવતો હતો.

"તેને મને એક અજબ જેવી કેફિયત કહી. તેને કહયું કે તેનું નામ નીકોલસ જારવીસ હતું. તેની બૈરી, મારીઆ લેડી ફરકપોર્ટની દાયા હતી, અને બેબી અરનેસ્ટાઇનની દુધયા

થઈ હતી. તેઓ વચ્ચે એવો બંદોબસ્ત થયો હતો કે તે કાસ્ટલમાંથી પાછી ફરે નહીં તેટલાં તેઓએ મલવું ભેટવું નહી. કોઇબી રીતે, જ્યારે તેનું બચ્ચું મરી ગયું, ત્યારે રાતની વખતે તેને જરવીસને–તેડવા તે દાયાએ હુજ્જત લીધી. તેને ટાવરની હેઠેની એક બારી ખુલ્લી રાખવાની તજવીજ કીધી હતી, જે વાટે તે અંદર દાખલ થતો હતો. આગ લાગી તે રાતે તે હેઠે પોતાની બૈરીને મલવા થોભેલો હતો, અને જેમ તેમ મહા મુશીબતે તે નરસરીમાં પુગવા પામ્યો અને પોતાની બૈરીને ને તુંને આણીની ધીકે હેઠે લઇ જઇ બચાવવામાં ફતેહ પામ્યો કે નરસરી રૂમ એક કડાકા સાથ ધસી પડયો.

“તે તો તે બાલકને તેના માયબાપને હવાલે કરવા માંગતો હતો. મગર તે વિચારે મારીઆના ગુસ્સાનું ઝનુન કંઇ ઓર થઇ પડયું હતું. તેં ઝાડી ઝાંખડીઓમાંથી અંધારામાં દિવાનીની પેઠે ધસી ગઇ અને તે તેની પુઠે ગયો. તેને માન્યું કે સહુવાર પડતાં તે શાંત થઇને સમજશે. બીજે દહાડે તે ઠંડી પડેલી લાગી, અને તે કામપરથી પાછો ફરતાં સાંજે તે બાલકને લઇ જવાનુ વચન સઉ આપ્યું. મગર સાંજે તે જ્યારે આયો ત્યારે તે અને બચ્ચું બેઉ ગુમ થયલાં હતાં. તે પોતા પાછલ એક ચીઠી મુકી ગઇ હતી જેમાં તેણે લખ્યું હતું કે જો તે કોઇનેબી એ તેની અજબ જેવી ચાલ માંટે કહેશે તો તે કદી પાછી ફરશે નહી. મગર જો તેથી ઉલટું તે તેણીનો ભેદ સાચવશે તો જેવું તે પોતાનાં ગુજરાનનું સાંધણ મેલવશે તેવી તે તેને તેડાવશે.

"પહેલે તેને લોર્ડ બ્રૂકપોર્ટને કહેવાનો મનસુબો કીધો. મગર અથવાડીયાં વહેવા લાગા અને લોર્ડ બ્રૂકપોર્ટે તેટલાં તેનીપર એક ચેક મોકલ્યો અને જણાવ્યું કે તેને પોતાની પરણૈતર અને બચ્ચું બેઉ ખોહયાં હતાં એટલે તે હંમેશ તેની તરફ દિલસોજી ધરાવશે, તેથી તે (ગેમકીપર) હવે અચકાયો. પૈસા લઇ લીધેલા હોવાથી, તે હવે બોલવાની કે કહેવાની હીંમત કરી શકયો નહી. તેને તેથી પોતાની બૈરીની શોધ કરવા માંડી, પણ તે તેણીનો પત્તો મેલવી શકયો નહી. કોઇબી રીતે તેને પેલું નાહનું 'શું' સાચવી રાખ્યું, જે તે ઉતાવલમાં પુઠે છોડી ગઇ હતી, અને છેવટે તે તેને, પેલું કાગળ જે તેની બૈરી લખી ગઇ હતી તેની સાથ મને હવાલે કીધું.

"તેને મને પોતાની બૈરીની એક સબીબી આપી. મેડમ રીવોલાએ તે સબી જે સ્ત્રીને, તેને ને તેના પહેલા વરે મદદ કીધી હતી, તેની તરીકે ઓલખી છે, તાહરી કહેવાતી માયની તરીકે, આઈરીન." તેને પુરૂં કરતાં કહયું.

"મેં પોતેબી બધું સાબેત કરી લીધું છે." લોર્ડ બ્રૂકપોર્ટ બોલ્યો. "તે સ્ત્રીની સબી, તાહરાં કપડાં અને નાહનાં 'શું' જે તાહરી બેહસતન માયે તાહરે વાસ્તે ભર્યા હતા તે બધુ તપાસ કરી લીધું છે. તું આગમાં બળી ગઇ હતી તેથી ધાસ્તી ખાઈનેજ તે બીચારી કવખતે મોહતને શરણ થઇ. તે અગઉ તાહરો જોડયો ભાઇ ગુજરી ગયો હતો."

"તે શું કોઇ ભયંકર અસર તળે આવી ગઈ હતી? શું એ કોઈ ઠગારૂં સ્વપનું હતું?" આઇરીન એક દયા લાગે

તેવી ચીસ પાડતાં ઝબકી ઉઠી. "માહરા તો માન્યાંમાંબી જાણે એ બધું નથી આવતું!" તેને પૂકાર્યું.

તેટલાં તે ફરી અને લોર્ડ બ્રુકપોર્ટની આંખ સાથ તેની આંખ મલી, અને તે ઉમરાવ પીતાએ પોતાની વરસો પછી મેળવેલી બેટીને ઘંભીરાઇથી પોતાનાં પાસાંમાં લીધી અને ચુમીઓથી તેનો ચહેરો ભરી નાખ્યો કે સચ્ચાઇ વિસે તેની ખાતરી થઇ અને તે કન્યાએ રડતાં પોતાનું સુંદર માથું તે બાપનાં ખભાંપર મુકી દીધું. તે હરખનાં આંસું હતાં. તે પોતે કોઇનું તજાયલું હીણું છીણું બચ્ચું નહી પણ એક ઉમરાવ પીતાની ખરી હકદાર દીકરી હતી એ ખબર તેને ખુશાલીથી દિવાની બનાવા પુરતી હતી.

"હું તમોને જરા વાર છોડી જાઉ?" હેરોલ્ડે પૂછ્યું.

"રડયાથી એને ફાયદો થશે," લોર્ડ બ્રુકપોર્ટે હેતથી તે બેટીનું માથું પસવારતાં કહ્યું. "માહરી દીકરી, માહરી ખોહવાયલી બેટી! મેં તુંને કદી મુવેલી માનીજ નથી. માહરૂં દિલ તુંને મુવેલી માનવા સાફ ના પાડતું હતું. મેં તુંને જોતાંજ ચાહેલી! શુકર તે બારેહકતાલાનાં કે હું તુંને પાછી મેલવી શકયો!" તે પીતા હેતથી પટપટયો. "હવે, આઇરીન, તુંને આપરા આંય ભલા દોસ્ત તરફનું તાહરૂં વચન અદા કરવાનું છે—તાહરી શોધ માટે, દીકરી, હું એ ભલા જવાનનોજ આભારી છું. જો કે તું માહરી વહાલી દીકરી અરનેસ્ટાઇન છે, તોબી, તું હંમેશ આઇરીનજ કહેશે,

અને હવે હું તુંને તમારી બાબદ નક્કી કરવા લોર્ડ ફરેન્ડ-વેલ સાથ જરા વાર છોડી જવશ."

"નહી, ઓ નહી!" તે પોતાના બાપને થથરી જઇને બાઝીં પડતાં બોલી.

તે એટલી તો નાહીંમત થઈ ગઇ હતી કે તેને લાગતું કે હવે વધુ મનોવિકાર તે ખમી શકશે નહી. મગર તેણીના પીતાએ, તે વચન, રાસ્તીની રાહે તરત અમલમાં મુકવું જોઇએ એમ તે મીઠી દીકરીના કાનમાં કહી, સમજાવીને, તેને ખુરશીમાં બેસાડીને તે ઓરડો છોડી ગયો.

"તુંને જો ગમશે તો, આઇરીન. હું તાહરા પપાની પુઠે જવશ," તેણીના ઘભરાયલા, ગોલાબી બનેલા સુંદર ચહેરાપર દલગીરીથી જોતાં હેરોલ્ડે કહયું. "મને લાગેછ કે હવે તું દુન્યામાં સઉથી કુલીનને વરી શકશે. તુંને ઓફર કરવા માહરી પાસ શું છે?"

"હેરોલ્ડ!" ઠપકામાં શરમાલપણે તેની તરફ જોતાં તે બાળાએ પૂકાર્યું. બીજી એક પલમાં તે તેણીની આગળ ગુંઠણુમંડયે પડયો, અને તે વ્હાલા આકારને પોતાના હાથોમાં પકડતાં, તેને તે પ્યારીને પોતાની છાતી સરખી ચાંપી, અને અત્યંત વ્હાલથી તે સુંદરીના મીઠા લબો ચુમ્યા.

તે કોમલાગીની આ ધર્તીપરની તે સઉથી સુખી પલ હતી. તેને લાગ્યું કે બેહેસ્તમાંબી એટલું સુખ મેલવી શકાતું નહી હશે. એક હેતવંતો બાદશાહ જેવો બાપ મેળ-

વવા સાથ તે એક અમીરી ખાવીંદ મેળવવા નસીબવંત નીવડી હતી. તેને સર ઝુકાવીને તે કિરતારની જનાબમાં શુકર કીધા.

લોર્ડ બ્રુકપોર્ટે અરધો કલાક પછી લાઇબ્રેરીમાં પાંછો ફરતાં તેઓને હેતથી વલગીને બેઠેલાં જોયાં. તેને દાખલ થતો જોતાં તે મધુરીએ પોતાનું સુંદર માથું હેરોલ્ડનાં ખભાંપરથી ઉંચક્યું, તાહરે તેને મોતીના નેકલેશને તેણીના ખુબસુરત ગલાંપર ચમકતા જોયો.

"હજુન એનાં માન્યાંમાં જાણે નથી આવતું," હેરોલ્ડે હસ્તાં કહયું.

"વેલ, કાલે તો કાયદા પ્રમાણે બધી બાબદ નક્કી થશે." લોર્ડ બ્રુકપોર્ટ બોલ્યો. "માહરો સોલીસીટર આવેછ. પેલો માણુસ જારવીસ હમણાં નોર્થાવરમાં છે ;અને પેલાં રાવેલાવાલાબી તાંહજ છે. તેટલાં, હેરોલ્ડ, અહીં જો!"

તેને આંગલાંઓ આઇરીનનાં ખુલ્લા ગલાંપર થોકયાં.

"એને તું કેમ સમજાવે?" તેને પૂછ્યું.

"હું બે કાલ માર્કસ એક લકીરથી જોડાયલા જોઉં છ." લોકો કહે તેમ 'પરીયાનાં ગોલાબ' જેવા લાગેછ," હેરોલ્ડે જવાબ કર્યો.

"બરાબર, એમજ હું ને માહરી બૈરી એ અજબ જેવા મારકને ઓલખતાં હતાં. હમારી દીકરીના ખભાંપર બે ગોલાબો!" લોર્ડ બ્રુકપોર્ટ હર્ષીત કૃતેહથી બોલ્યો. "આજે

જ્યારે હું માહરી દીકરીને ગલાંપર આંય મોતીઓ પહેડાવતો હતો—જે પુરાવાની છેલ્લી સાંકલ શોધવાની માહરી એક હીકમત હતી—તાહરે એ જોતાં હું લગભગ ભાન ભુલો બની ગયો હતો."

મીઠી આઈરીનને. આંય ખબર—આંય તેણીના જન્મના ભરમનો આ ખુશીભર્યો ખુલાસો હજુનબી ધભરાવતો હતો. તે કોઈ નહી જણાયલી મલી આવેલી નાવારેસ નહી હતી, પણ લેડી અરનેસ્ટાઈન, લોર્ડ ફરૂકપોર્ટની વડી દીકરી હતી એ વિચાર તેને ખુશીથી છાકટ બનાવતો હતો. રખે તે કોઇ બેલગામ કલ્પિત સ્વપનો હોય જેમાંથી જાગી ઉઠતાં તે પોતાને અસલ હાલતમાં જોય એ વિચારે તેને પેટમાં ધસકો પડતો હતો.

"ફરેન્હવેલ, માહરાં લેડી અને હું, અને છેલ્લે તાહરાં પાલક માય એ સચ્ચાઇ જે તુંને નવી અને અચરતીભરી લાગેછ, તેથી ઘણુકનાં માહીતગાર હતાં, આઈરીન અને એ તો એક માહરો ફાંટો હતો, તે જાહેરમાં તાહરો રાગ ખોહયો હતો, એટલે જાહેરમાંજ તે તેં પાછો મેળવ્યો હતો એ દેખાડવું. આજની રાત છેલ્લી છે જ્યારે જાહેર ગાનારી તરીકેના ઇલકાબ પર તું દાવો કરી શકશે," તેને હસતાં ઉમેર્યું.

"કાંય?" આઈરીન જાણવા માંગ્યું.

"કાય! માહરી એક દીકરી બીજા માણસોનાં મોહમાંની રોટલી કદાચજ ઝુટવી લઈ શકે," તે બોલ્યો. "નહી, આઇરીન, તાહરી બાકીની જીંદગી એક એમેચ્યુર તરીકેજ પસાર કરવામાં તે સંતોસ માનવો પડશે."

*  *  *  *  *

અરનેસ્ટાઇન; લોર્ડ બ્રુકપોર્ટની વડી જીવતી મલી આવેલી દીકરીની અજાયબ જેવી કફિયત તે વરસે સોસાયટીનું એક 'સેન્સેશન' થઇ પડી હતી. સોસાયટી પેપરોએ તે કહાણી કિસ્સાને ભુલાવે તેવી ખરી બનેલી કેફિયતપર ગજનાં ગજ ભરીને લખ્યું, પેપરવાલાઓને કંઇ પુછવું પડે? એકના ચાર ને ચારમાં આઠ ઉમેરીને તેઓએ બડેખાં લોકોમાં એવો તો હોહોકાર મચાવી મુકયો, કે જો આઇરીન પોતાના વ્હાલા બાપ અને સાવકી માય સાથ શીયાલામાં કોન્ટીનેન્ટ પર નહી ચાલી ગઈ હોતે તો તે અનિવાર્ય જાહેરાતથી તે મધુરીને અતિષ્ય સોસવું પડતે.

મીસીસ સનોનેબી તે પાર્ટી સાથ આવવાની માગણી થઇ હતી; મગર તેને વુડ બાઇન કોટેજમાંજ નિરાંતે રહેવાનું વધુ પસંદ કીધું, જે લોર્ડ બ્રુકપોર્ટે ડીડ ઓફ ગીફ્ટથી તે ભલી સ્ત્રીના નામપર ચહડાવી આપ્યું હતું.

"આઇરીને એક ખુશાલ શીયાલો ઇટલી અને સાઉથ ઑફ ફ્રાન્સમાં ગુજાર્યો હતો. હેરોલ્ડ જે અથવાડીયાં તેઓ સાથ ગુજારતો તે શીવાય તે પોતાના પીતાની હંમેશની કમ્પેનીયન રહેતી હતી. તે બાપ જાણે પોતાની દીકરી મેળવ્યા પછીથી તદ્દન ફેરવાઇજ ગયો હતો. તે હવે વધતો આનંદી, વધતો ખુશાલ અને વધતો જુવાન બની ગયો હતો. તે પોતાની વ્હાલી દીકરીને એક ઘડીબી પોતાની નજરથી દુર કરતો નહી. હેરોલ્ડ તો લગન જલદી કરાવી નાખવા અધીરો બની ગયો હતો, મગર આઇરીન વાંધો લેતી, તે

ના કહેતી, તે કેમ પોતાના વ્હાલા બાપને એટલા જલદી છોડીને બ્રેન્ડવેલ પાર્કની રાજ કરતી રાણી થવા કબુલ થાય?

વસંત ૠતુમાં બ્રૂકપોર્ટનું કુટુંબ લંડનમાં આવી પૂગ્યું, અને આઇરીનને કોર્ટમાં પ્રેસેન્ટ કર્યા પછી લોર્ડ અને લેડી બ્રૂકપોર્ટે ડીનરો, ડાન્સો અને રીસેપશનનાં મેલાવડાઓથી લંડન હડવડાવી મેલ્યું. તેઓ જાણે ઝાહોઝલાલીભરી ખર્ચાલુ મેહેમાનગીરીથી વરસોની બખીલાઈનો બદલો વાલી આપતાં હતાં.

તે પછીના સપટેંબર મહીનાની એક ખુશનુમા સહુવારે બ્રૂકપોર્ટ કાસ્ટલનાં ભવ્ય મેહેલમાં બડી ધામધુમનાં એક લગન થયાં. લેડી અરનેસ્ટાઈન કરતાં બીજી કોઈબી વધુ સુંદર બ્રાઈડ ઓલટર આગળ પરણવા ગઇ નહી હશે. તે સુંદરી સેતીનનાં રોબ અને કિંમતી બ્રૂસેલસની વેલમાં—જે તેણીની માતાની હતી—પોતાના વ્હાલા પીતાના હાથનો ટેકો લઇને પોતાના વ્હાલાને વરવા ઉંચા પાત્રો વચ્ચે તેની બાજુમાં જઇને પડી હતી. તેણીની સાવકી બહેનો, પોતાના સુવાલા ક્રેપનાં ડરેસો અને સુફેદ તોપીઓમાં, ચાર્મીંગ બ્રાઈડસમેડસ (પરણુતી કન્યાની સાહેલીઓ) બની હતી, જ્યારે મસ્તાન બોબી, કોઈ છોકરવન વડવાનાં પીકચરમાંથી કોપી કીધેલા 'પેજ'નાં વિચિત્ર ઝભ્ભામાં પોતાની બેહેનના ડરેસની 'ત્રેન' પકડીને ઉદ્ધતાઈથી બધાંને જોતો હતો, જે એકવાર તેની મ્યુઝીક ગવરનેસ હતી.

તે પછી લોર્ડ ને લેડી બ્રેન્ડવેલ એક લંબાન હનીમુન ટ્રીપપર ઉપડી ગયાં. તેઓ પહેલે ઇજીપત ગયા, પછી

સ્પેનની અટરાફમાં ભટક્યાં. તેઓ વસંત એલજીઅર્સમાં ગુજારનાર હતાં, મગર તે પ્રેમવંત જોડું તાંહુ જાય તેની એકાદ અથવાડીયું અગાઉ નીચલું હૃદયભેદક કાગળ લેડી ખ્રેન્ડવેલે પોતાના બાપ તરફથી મેલવ્યું:—

"હું તમારાં હનીમુનમાં નડવા માંગતો નથી," તે વ્હાલો પીતા લખતો હતો. "પણ હું તાહરો વ્હાલો ચહેરો જોવા અને તાહરો મીઠો અવાજ સમજવા તરસું છ. માહરાં દલગીરીભર્યાં વરસો યાદ રાખજે, અને એક કે જેને મને માહરી જીંદગીની વસંત આપીછ તેના વગર ચલાવી લેવું પડ્યું હતું તેનો ખ્યાલ, માહરી વહાલી દીકરી, તાહરાં મગજમાં રાખજે."

સુંદર આઈરીનની આંખો તે વાંચતાં આંસુથી ભરઈ ગઈ, તેને તે કાગલ પોતાના ભરથારનાં હાથમાં મુકયું, જેને વાંચ્યા પછી વાંકો વરીને તે મધુરીના મીઠા હોઠો ચુમ્યા.

"તુંને અને તાહરા વ્હાલા પપાને ફરી જુદાં નહી પાડવા જોઇએ," તે હેતથી બોલ્યો.

અને તે વિચાર આઈરીનને ઘણોજ પસંદ આવ્યો અને જે પછીથી કાયમને માટે અમલમાં મુકાયો.

